# દેવી

અને

# મનહર.

## પ્રથમ ભાગ.

**દોહરો.**

પ્રિત મરણુ છે કારમુ, અલ્પ ઉધાર ન થાય;
પતંગ પાવકમાં પડી, પળમાં સળગી જાય.



**અમદાવાદ**

સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યુ.

વિ. સં. ૧૯૬૩ ૧૯૦૭ ઈ. સ.

**લખનાર.**

**હરીલાલ મોતીલાલ ગાંધી.**

# પ્રસ્તાવના.

સાંપ્રત સમયમાં ગુજરાતી ભાષા સાહિત્ય પ્રભાકરના થતા ઉદય કાળમાં હજારો નવલ કથાઓ દીન પ્રતિદીન બહાર પડતી જાય છે; તેમાં આ એક નવલ કથા પણ બહાર પડે છે. પ્રસ્તુત નવલ કથા-માં જમાનાનું તાદૃશ્ય ચિત્ર જેમ બને તેમ અસરકારક અને હૃદયદ્રાવક ચિત્રવામાં આવ્યું છે.

બાળલગ્નના બળાપા, કુળ મોટાઈના કડાપા અને સ્ત્રિયાના અ-નાચારના સપાટા વિવિધ પાત્ર દ્વારાએ બતાવ્યા છે. જન મંડળને પ્રસ્તુત નવલ કથાના પાત્રોદ્વારા ઘણું શીખવાનું અને જોવાનું મળી આવશે. દેવી અને મનહરના હૃદય અવલોકન કરતા જનસમાજને કાંઈ નવીનજ પાઠ શીખવાનો મળી આવશે અને પ્રેમીઓના હૃદયનું સારી રીતે પીછાન થશે, તેમના સ્વભાવનું જ્ઞાન થશે; અને તેમની વર્તણુકનું ભાન થશે.

જમાનાના જુલમનો અસીમ ચિતાર બતાવવાખાતર આ નવલકથાની વસ્તુ સંકલના કાંઈક ભેદ ભરી રીતે ગુંથવામાં આવી છે. વિદ્વાન વાંચકો આ ભેદભરી ગુંથણીમાંથી તત્વભરી ગુંથણીનું જ્ઞાન ગ્રહણ કરી લેશે તો લેખકનો શ્રમ સફળ થયો ગણાશે. આ નવલ કથામાં જૂના કવિઓનાં તથા આધુનિક કવિઓનાં કાવ્યો દાખલ કર્યાં છે, તે સાથે સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઈ ઝવેરીનાં કાવ્યો પણ દાખલ કર્યાં છે માટે તે સર્વેનો અત્રે સપ્રેમ આભાર માનવામાં આવે છે.

ઑક્ટોબર ૧૯૦૭
વિજયાદશમી ચન્દ્ર દર્શન ૧૯૬૩

કર્તા.
હ. મો. ગાંધી.

# અનુક્રમણિકા.



# દેવી અને મનહર.

## પ્રકરણ ૧ લું.

### મુગ્ધાની દુગ્ધા.

દોહરો.

પ્રિતિસમ પાવક નહીં, વિચારી કરજો પ્રિત,
પ્રિત કરો જો કો થકી, નભાવજો તે નિત.

સ્નેહ, પ્રિતી અને પ્યાર મનુષ્યને ઇશ્વર તરફથી વારસામાં મળેલા છે, જો પંખીની માફક મનુષ્યને ઇશ્વરે પાંખો આપી હોત તો ઉડી ઉડીને પ્રિતિનો સ્વાદ ચાખત અને પ્રેમનો અનુભવ કરત પણ લાચાર પાંખો નથી.

જ્યાં પ્રેમ ત્યાં નહીં નેમ કુશળ ક્ષેમ જન પ્રેમી રમે,
મહા ગ્રિષ્મઋતુનો તાપ પણ ઉર ચક્રવાક તણે ગમે;
ચઢતા પગથિયા પ્રેમના ટોચે ચઢી જન તગ તગે,
જયકાર જસ રસરાજનો જગને જીવાડી ઝગઝગે.



મધુરી વસન્ત, કોમળ કુસુમ, જળકતું જોબન, કોકીલાનું ગાન, ચંદ્રનો પ્રકાશ, આંબાની ડાળ, સરોવરની પાળ, અને મધુકરોના ગુંજારવ દેખીતા પ્રિય અને સુખદ છે, પણ અનુભવની કસોટીમાં અપ્રિય અને દુખદ છે. ભોગીને જોગની, ભોગીને જોગની, ઝવેરીને રોગની અને વૈદને ઝવેરાતની કીંમત હોતી નથી તેમ કુદરતની કીંમત અપ્રેમીને હોતી નથી. શ્રષ્ટીની સુન્દરતા, કુદરતનો બ્હાર, પુષ્પનો પરાગ, મધની મીઠાસ અને જોબનની મજા પવિત્ર અને મસ્તાન પ્રેમીજનોજ ભોગવી જાણે.

મનમોહક મૃગ્ધાને મૃગ્ધાવસ્થા વ્યતિત થતા જેમ જુવાનીના અંકુરો ફુટે છે તેમ સુખદાયક શિશિર ઋતુ જતા વસંત ઋતુના અંકુરો ફુટવા લાગ્યા. વાલમના દર્શનથી વિરહીણી આનંદ પામી વધવા માંડે છે, ચંદ્રરાજના દર્શનથી ચકોરી હર્ષિત ગઇ વિકાસવા માંડે છે, મેઘરાજના દર્શનથી આતુર મયુરી મંદ હાસ્ય કરી ટીહુ ટીહુ પોકારી નાચવા માંડે છે. અને પ્રભાકરના દર્શનથી પ્રેમ ઘેલી કમલિની જેમ વરઘેલી થઇ પ્રફુલ્લિત થાય છે, તેમ વસંતના દર્શનથી ડોલર, ગુલાબ, પારિજાતક, શિરિષ, મોગરો, જાઈ, જુઇ, બકુલ, કણેર અને ચંપાદીની લતાઓમાં લપાએલી કુસુમકળીકાઓ પણ આનંદથી વિકાસવા લાગી. સરોવરની કુંજમાં કમળ કુસુમપર મોહીત થએલા પ્રેમઘેલા મધુકરોનો

ગુંજારવ મદનરાજના ધનુષ્યની પણચના ટંકારની માફક સંભળાવવા લાગ્યો, મલયગિરીનો વાયુ આ સમયે પુષ્પ લત્તાઓને નૃત્ય ક્રિયા શિખવાડવાનો આરંભ કરવા લાગ્યો. પ્રસંગને અનુસરતી સંગિતસહિત્યની ગરજ પુરી પાડવાસારૂ કોકીલાઓએ પોતાનું મંજુલ પંચમગાન શરૂ કર્યું. કોકીલાઓના કોમળ કંઠથી જાણે પુષ્પ લતાઓ રીઢા રીઢા થઇ ગઇ હોય તેમ તેનાપર પુષ્પ વૃષ્ટી કરવા લાગી. નાના પ્રકારના પંખીઓ આમતેમ આનંદથી ઉડવા લાગ્યા. ચોમેર ઉડતી ફુવારાઓની ધારાઓ જાણે ગગનમાં વરસતા વરસાદની માફક વરસવા લાગી. ચંપાના કુસુમો ચોગર દમથી વિજય મેળવતા રસરાજને કુંદનમય પુષ્પોથી વધાવતા હોય તેમ જણાવા લાગ્યા. સર્વત્ર વિરહિણી વનિતાઓના હૃદય સિવાય આનંદ અને ઉલ્લાસ વ્યાપી રહ્યો, માન ગર્વિતા મુગ્ધાઓ મોહનના પ્રેમથી મલકાવવા લાગી. લલિત વૃક્ષોના પાંદડાઓ કામિજનોના વિચારની માફક નાચવા લાગ્યા. પ્રભાકર પોતાના તેજસ્વીન કીરણોથી નવ પલ્લવોને નુતન વિકસેલી લલિત લતાઓને પોતાના તેજમાં અંજાવા લાગ્યો. નવ પલ્લવપર પડેલા રશ્મીઓના તેજના પ્રભાવથી કુદરતનો દેખાવ ચિતાકર્ષક થઇ રહ્યો, અને શ્રષ્ટી સૌંદર્યતા એટલી બધી સુહાવા લાગી કે જાણે રતિરાણીએ કુસુમાયુધનું આવાગમન સાંભળી પોતાનું વિલાસગૃહ વિદ્યુત પ્રભાના દીપકથી જાણે ઝાકઝમાળ ના કર્યું હોય!! આવો મોહક મનોવેધક અને આલ્હાદક અવનવો દેખાવ રાજનગર બહાર ચંપકલાલ શેઠની વિધવા શેઠાણી જડીબાએ કાંપમાં બંધાવેલા બંગલાના બગીચામાં થઇ રહ્યો હતો. બગીચાના માળીએ આજ રોજ બગીચાની શેઠાણી દેવીની વરસગાંઠને નિમિને બગીચાને લલિત સુમન માળાઓ અને આસોપાલવના તોરણોથી શ્રૃંગાર્યો હતો. શેઠાણી જડી-

બાએ ઉનાળામાં પોતાની કુળદીપક દીકરીઓને હવાખાવા સારૂ અને શિયાળામાં વારંવાર જાગતા દુષ્ટ પ્લેગના રોગથી બચવાને સારૂ ગંજાવર ખર્ચ કરી બંગલો બંધાવ્યો હતો.

હમણા થોડાક દીવસથી શેઠાણી પણ પોતાની દીકરીઓને લઇને બગીચામાં રહેવા આવ્યા હતા. શેઠાણીને સંપતિમાં ફક્ત ચાર કન્યા રત્નોજ હતી; એક પણ પુત્ર રત્નથી તે બેનસીબ હતાં; તો પણ કન્યાઓથી સંતોષ પામી અપૂર્વ આનંદ માનતા હતા, અને તેમને પુત્રથી અધિક લાડ **શેઠ** ચંપકલાલના મરણ પછી લડાવતા હતા. **લી**લા, **ચ**તુરા, **દે**વી અને **મા**ણેક એ પ્રમાણે ચાર કન્યાઓ વયમાં ચઢતા ઉતરતી હતી. શેઠાણીએ મોટી કન્યા **લી**લાને પ્રેમચંદ શેઠના પુત્ર **મો**કણીઆલાલ વેરે પરણાવી હતી, **ચ**તુરાને જેઠાલાલના પુત્ર **જા**દવરાય વેરે પરણાવી હતી, **મા**ણેકને વીજલાલ શેઠના પુત્ર **ના**રણલાલ વેરે પરણાવી હતી, અને **દે**વીને મગનલાલના દીકરા **ભ**ગાભાઇ વેરે પરણાવી હતી.

શેઠાણી જડીબાનો વિચાર દેવીને મોતીલાલના પુત્ર **મ**નહરલાલ વેરે પરણાવવાનો હતો, પણ દેવીની મોટી બ્હેન લીલાવતીએ પોતાના સ્વાર્થની ખાતર અને પાપી પેટને ઠંડુ કરવા સારૂ કાંઇક નાણાની રકમ ઉચાપત કરી રખેને ચાંદલીઓ ચુંટાઇ જાય, લાડવો લુંટાઇ જાય, નવીન મોતી વીંધાઇ જાય, તાજી સુમનકળી સુંથાઇ જાય એટલા માટે સાહસ કરી અન્યાય કરી જુલમ કરી પાપાચાર કરી બ્હેનની પ્રિતી ઉપર ત્રાપ મારી દેવી સમાન દેવી બ્હેનનું લગ્ન ભગાભાઇ રાભાભાઈ કુંભારભાઇ એક ગામડીઆ બબુચક હેવાન જોડે શેઠાણીને અટમસટમ સમજાવીને કરાવી દીધું. તેમાંયે લાકડે માંકડુ વળગાડી દેવીના નસીબમાં પોતાના પાપી સ્વાર્થની આગ લગાડી કસાઇને ઘેર કામધેનુ બાંધી,

કુંભારને ઘેર હાથણી બાંધી, માંકડાની કોટે રત્નની માળા બાંધી અને કાગડા વેરે હંસણી વરાવી, શોકય ઉપર દેવીને દીધી, એક માની ચાર દીકરીમાંથી સર્વથી મોટી બ્હેને માનું મન ભમાવીને સદાને વાસ્તે કાળુ કર્યું.

આર્યાવર્તમાં આર્યબાળાઓ જેમ શોકયનું નામ સાંભળીને બ્હીએ છે તેમ જમનું નામ સાંભળીને બ્હીતી નથી. જ્યાં સુધી હીંદુ સંસારમાં શોકયનો અનાચાર ચાલેજ જાય છે ત્યાં સુધી હીંદુ દપંતીઓમાંથી કોઇ દીવસે પણ શોકનો નાશ થવાનો નથી. જ્યાં સુધી નાણાની કોથળીઓ સારૂ કામધેનુ કન્યાઓની સ્વાર્થના બજારમાં હરાજી થાય છે ત્યાં સુધી હીંદુ ઘર સંસાર કોઈ દીવસ પણ સુધરવાનો નથી. જ્યાં સુધી વિના કારણે એક ઉપર બીજી, બીજી ઉપર ત્રીજી. ત્રીજી ઉપર ચોથી અને ચોથી ઉપર પાંચમી સ્ત્રીઓ કરવામાં આવે છે: આર્ય બાળામૃગલીઓને શોકયસિંહ પાસે ફાડી ખવરાવવામાં આવે છે, ત્યાં સુધી હીંદુ કુટુંબો કોઇ પણ દીવસે શાંતી અને સુખ પામવાના નથી. જ્યાં સુધી કોમળ કન્યાઓની આંતરડીઓ શોકય શત્રુઓના ત્રાસથી કકળાવવામાં આવે છે ત્યાં સુધી કોઈ પણ દીવસે આર્ય સંસારનો ઉદ્ધાર થવાનો નથી. જ્યાં સુધી આર્ય સંસારમાં કન્યાઓને સંપૂર્ણ રીતે સુખ આપવામાં આવતું નથી ત્યાં સુધી આર્યનો ઉદય હંમેશાં દુરજ રહેવાનો છે, જ્યાં સુધી આર્ય સંસારમાં કન્યાઓનાં મન હરકોઇ પ્રકારે પણ દુભવવામાં આવે છે ત્યાં સુધી આર્ય સંસારમાં પ્રેમનું સાચુ સુખ કદીપણ જણાવવાનું નથી.

આ પ્રમાણે લીલાવતીએ પોતાની માના શ્રવણદ્વારા વિષરેડી શેકાણીને ઘેલી બનાવી કાન ભંભેરીને દેવીનો અવતાર રદ કર્યો; આ

પ્રમાણે ચાર દીકરીઓના લગ્ન કરી ચારે કન્યાઓની ચિંતા માથા ઉપરથી શેઠાણીએ ઓછી કરી નાંખી હતી. શેઠાણીનું મન પવિત્ર અને નિખાલસ હતું; તેથી વખતો વખત દેવીના લગ્નથી તેમને પશ્ચાતાપ થતો હતો, હમેશા રાતના દેવીના પ્રેમનો કાંટો શેઠાણીનું કાળજુ કોતરી ખાતો હતો, પણ કળજુગ લીલાવતીના પ્રસંગથી દેવીનો બનાવ શેઠાણીના મનમાં ને મનમાં દબાઇ જતો હતો. આ પ્રમાણે જડાવ શેઠાણીનું ઘર તંત્ર ચાલ્યા કરતું હતું, આ વાતને પાંચ પાંચ વરસ વીત્યા પછી ચતુરાને એક કન્યા રત્ન પ્રાપ્ત થયું; તેનું નામ શેઠાણીએ દેવીના પ્રેમની ખાતર મેનાસુન્દરી રાખ્યું; અને થએલી ભુલને સુધારવાની ખાતર મેનાનું લગ્ન બાલ્યાવસ્થામાં આઠ વરસની વયે દેવીના ભવિષ્યમાં થનારા પતિ મનહરલાલ સાથે કર્યું. આ લગ્નથી શેઠાણીને કાંઇ સંતોષ વળ્યો. જો કે કળજુગ લીલાવતી તો મનમાં બળી ગઇ પણ શેઠાણી આગળ તેનું કાંઇ ચાલ્યું નહીં.

દેવી પણ આ લગ્નથી કાંઇ રાજી થઇ; કેમકે કુદરતે કૃપા કરીને દેવી અને મનહરલાલ વચ્ચે તારામૈત્રીનો પ્રેમ પ્રસંગ કરાવ્યો હતો; અગાઉ પણ કાંઇક શુભ પ્રસંગે દૃષ્ટીરાગ થએલો હતો, એટલે પ્રેમના બીજ એક બીજાના હૃદય ક્યારામાં રોપાઇ ગએલા હતા; જો કે મનની ભાવનાના પાણીથી સિંચન થયા કરતું હતું પણ પ્રસંગના ખાતર વિના બરાબર ઉગી નીકળ્યા નહોતા; જો કે વખતો વખત સ્હેજ ફણગા ફુટતા હતા પણ લજ્જાના તાપથી કરમાઇ જતા હતા; જો કે વખતે લજ્જાના તાપમાંથી રક્ષણ થઇને ઉગી નીકળતા હતા, તો વડીલોની આમન્યાની ચકલીઓ તેને ખાઇ જતી હતી; જો કે પ્રસંગે પ્રસંગે નયન મેળાપનાં કંડીઆથી તે ઢાંકવામાં આવતા હતા પણ પ્રસંગ વિણ

ધીમે ધીમે કરમાઈ જતા હતા; આ પ્રમાણે પ્રેમ બીજનું રોપાણ થ-એલું હતું, દેવી નિરંતર આ લમથી ઉદાસ રહેતી હતી; પણ મેના અને મનહરનો સંબંધ થવાથી કાંક કાંક ઉમંગમાં આવતી હતી. જો કે તે તો શોક સાગરમાં ડુબી ગઇ હતી પણ કાંક દીલાસા લાકડાને આ-ધારે ટેકો રાખી દરિયામાં ડુબકા ખાધા કરતી હતી. તેના મનમાં તો સંપૂર્ણ આશા હતી કે કોક દીવસે ભાગ્યોદય થશે; મનહરના દીલા-સાના કાષ્ટને શોક સાગરમાંથી કાઢશે. આ સંજોગો પ્રમાણે કુદરતે સારો નરસો પ્રસંગ આપી દેવી અને મનહરનો પ્રેમ તાજો કર્યો હતો.

અત્યારે દેવી અને મનહરના હુદય ક્યારામાં રોપાએલા પ્રેમ બીજો પ્રસંગ ખાતરથી એક નાજુક છોડવાના આકારમાં ખીલી નીકળ્યા છે, અગાઉ જે ફક્ત લોચન મેળાપ થતો હતો અને નયનો નચાવીને અન્યો-અન્ય આનંદ મનાતો હતો ત્યારે હાલમાં વાણી વિનોદ અને પ્રેમ પત્રિ-કાથી આનંદ મનાતો હતો. હ્રદયના ઉભરાઓ જ્યારે જ્યારે ઉભરાઇ આવતા હતા ત્યારે કાગળ મારફતેજ ઠલવાતા હતા. જો કે બોલવાનો પ્રસંગ મળતો પણ સાધારણ મળતો એટલે એક બીજાની ખબર અ-ન્તર પૂછી સાધારણ મેમાનગીરી ધરજમાર્જ જેટલી સરભરા કરીને સં-તોષ મનાતો હતો; પણ હૃદયનો પ્રેમ બરાબર જેવો જોઇએ તેવી રીતે દર્શાવાતો નહોતો. આ રીતે મનહર અને દેવીના સંજોગો ચાલતા હતા, તેઓ એક બીજાના મેળાપ સારૂ ખાનગી પ્રસંગો પુષ્કળ શોધતા હતા, પ્રસંગો મળતા હતા પણ કુદરત તેમની વચ્ચે હરકતો મુકીને પ્રસંગો પાછા ઠેલી દેતી હતી.

દેવીની ઉમર સોળવરસની હતી; તે ઘણાજ લાડ પાનમાં અને શ્રિમંતાઇના દોરદમામમાં ઉછરી હતી, એટલે તે પોતાના સાસરીયાના

તેજમાં અંજાતી નહોતી; કેટલીક વાર તેની સાસુની સામે પણ થઇ જતી હતી, અને તેના વર ભગાભાઇને પણ પજવવામાં બાકી રાખતી નહોતી આ યૌવનાનો પોતાના પ્રિયતમ તરફ ઉત્તમ અનુરાગ નહોતો જોકે કેટલીકવાર વાત વંકી જતા ભગાભાઇને કૃત્રીમ પ્રેમથી મનાવી લેતી હતી પણ ભગાભાઇ જાતે ભગાભાઇ જેવા હતા એટલે તેની દેવીને લગાર દરકાર કે બીક કે પ્રીત નહોતી. આ બાળાનું રહેવું સાસરે નિયમિત થતું નહી. શ્રિમંતોની કન્યાઓ સાસરે નિયમિત રહેતીજ નથી એ નિયમાનુસાર આ બાળાપણ પિયરમાં ઝાઝો વખત રહેતી હતી. આ પ્રમાણે શેઠાણીના કુટુમ્બની કથા હતી; હવે આ કથા મુખ્યકર્તા વાંચક વૃંદને રહેલી કથાના રસથી રંગીન કરવામાં આવે છે.

કામ્પમાં આવેલા બંગલામાં પેસતાંજ એક મોટા વિશાળ બગીચો આવી રહેલો હતો, તે સામે શેઠાણીના બે ભવ્ય માળાઓ આવી રહેલા હતા. બીજી બાજુએ એક નાની સરખી રમણીય કુંજ બનાવી હતી; અને તેની પાસે ગ્રિષ્મ સમયમાં વિશ્રાંતી લેવા સારૂ લતા મંડપ, ક્રીડાગૃહ, ભોજનગૃહ, શયનગૃહ વીગેરે બંધાવ્યા હતા. બગીચામાં કુંજ આગળ એક નાનો હોજ હતો, અને તેની અંદર એક ઉત્તમ કારીગરી વાળો ફુવારો બંધાવ્યો હતો. વચ્ચો વચ આરસપાણનો ચોક હતો, અને તેની આસપાસ રેતી પાથરી દીધી હતી બગીચામાં વિવિધ પ્રકારના વૃક્ષો વાવેલા હતાં, અને ઉત્તમ સુગંધી આપનાર ફુલોના છોડવાઓ પુષ્કળ પૈસા ખરચીને શેઠાણીએ પોતાની લાડીકી દીકરીયોના વિલાસને માટે મંગાવ્યા હતા, ટુંકામાં આ બગીચાને અને બંગલાને એક નંદના બાગ ઇંદ્રભુવન જેવો બનાવવામાં આવ્યો હતો. બગીચામાં ઠેર ઠેર જુની કારીગરી વાળી ખુરશીઓ, કોચો, પાટલીઓ વીગેરે ગોઠવી દીધી હતી;

પોતાની ચાર દીકરીઓ સારૂ ચાર નાના નાના બંગલાઓ બંધાવ્યા હતાં; અને તેમાં દેવીને સારૂ એક દેવી વિલાસ ગૃહનામનું મણીમય ભુવન ઘણુંજ ખર્ચ કરીને શેઠાણીએ બનાવ્યુ હતું; કારણ કે દેવીના જન્મ પછી શેઠાણીને અઢળક સંપતિ પ્રાપ્ત થઈ હતી. શેઠાણી જો કે આવો અનર્થ જુલમ અને પાપાચાર દેવી સારૂ કર્યો હતો તોપણ દેવી એ દેવીજ હતી; અને દેવીજ શેઠાણીનું જીવન, ચૈતન્ય લોકી ચક્ષુ અને પ્રાણ હતી. શેઠાણીને દેવીવિના એક પણ પળ ચાલતું નહી. દેવી આખોદીવસ ઘણું કરીને પોતાના વિલાસ ગૃહમાંજ ગાળતી હતી; અને પોતાની માનિતી પ્રાણપ્રિય બેનપણીઓ જાસુદ તથા મલ્લાલક્ષ્મીને બંગલે બોલાવી વિનોદ કરતી હતી. આજે દેવીનો જન્મ દીવસ છે; આખા બંગલામાં આનંદ આનંદ પથ- રાઇ રહેલો છે, દેવી પણ ઉત્તમ પ્રકારના ભોજનો જમીને બંગલામાં બપોરના વખતે જરા આડી થયેલી છે.

હવે બરાબર બાર ઉપર ચારના ટંકોરા થતાં વિલાસગૃહમાંથી આ ઉન્મત યૌવના દેવી જાણે તરતજ જાગેલી હોય તેમ નયનો વિકાસતી વિકાસતી મંદમંદ પગલા ભરતી ભરતી કુંજમાં આવી; અને એક કોચપર બેઠી, પળવાર સુધી બેસતા મંદપવનની સુગં- ધીદાર લ્હેરો લાગતાં પુનઃ દેવી કોચપર આડી થઇ નિદ્રાવશ થઈ ગઇ, આ વખતે દેવી વિલાસગૃહમાંથી તરતજ નિંદ્રા લઇને કુંજમાં આવી હતી, તેના અંગપર ફક્ત તેણે પરિધાન કરેલો ગુલાબી સાળુ સિવાય અન્ય વસન નહોતું. તેનો બાંધો સુન્દર માહક અને નાજુક હતો; તેનું શરીર પુષ્ટ શ્વેત અને રૂપેરી હતું; તેના મિંચાયલા લલિત લોચનો જાણે કમળની બીડાયેલી પાંખડીઓ હોય તેવા દેખાતા

હતા, તેની ભ્રકુટી જાણે વિરપુરૂષોની છાતી ભેદવાના કામ બાણો હોય તેવી જણાતી હતી, તેનું તેજોમય વિશાલ ભાલ જાણે રસરાજને સ્મર્ણ કરવાનું મદનક્ષેત્ર હોય તેમ જણાતું હતું; તેના ગુલાબી ગાલો જાણે કદલીપત્રના કાપી કાપીને કડકા ચોટાડયા હોય તેવા સુકોમળ મોહક અને સુન્દર દેખાતા હતા; તેના અર્ધ ઉઘાડા અધરોષ્ઠ જાણે અનંગરાજને વિશ્રાંતી લેવાના ઓટલા હોય તેમ જણાવા લાગ્યા, તેનું વદન જાણે મદનરસથી ભરેલો ઝરો હોય તેમ જણાવા લાગ્યું. તેના સહેજ સહજ દેખાતા દાડમના કળી જેવા દાંત જાણે પ્રિતીરસ કોઇ લઇ ના ના જાય તેમ રક્ષણ કરનારા રસરાજના દારપાલો હોય તેમ જણાવા લાગ્યા, તેના ગાલપરના છુંદણા જાણે મદનરાજે અમૃતરસ પીતી વખતે કરેલા ડંસની માફક શોભવા લાગ્યા. તેના ભાલપરનો કુંકુમ ચાંદલો જાણે બરફના સપાટ શીખરપર એક ચણોઠી પડી હોય તેમ શોભવા લાગ્યો. તેના કંઠમાં વિરાજમાન થયેલી મોતીની માળા જાણે ચંદ્રરાજની આસપાસ તારીકાઓ વીંટળાઇ વળી હોય તેમ દીપવા લાગી.

આ પ્રમાણે દેવી કોચપર પડેલી હતી. ઋતુ વસંત ચાલતી હતી, એટલે મંદ પવનની લહેરોથી તેનું ગુલાબી વસન મંદ મંદ ઉડતું હતું. શ્રીમંતોના ઘરમાં સૈરા સ્વભાવિક રીતેજ ઝીણા વસ્ત્રો પસંદ કરનાર હોવાથી આ કુટુંબમાં પણ તેમજ થયું હતું. શ્વેતવર્ણ રૂપેરી શરીર આ વસનમાંથી દેખાતું હતું; પણ આ બાળા યૌવનાવસ્થામાં પોતાના બગીચામાં નિંદ્રાવશ થવાથી તેની લજ્જાનું રક્ષણ થયું હતું. આ પ્રમાણે દેવી નિંદ્રાવશ થઇ હતી; એટલામાં મંદપવનથી તેના રતન મંડળપરનો છેડો જરાખસી ગયો; આ બાળા જેમ જાગૃત થઇને પુનઃ નિંદ્રાવશ થઇ હતી તેમ રસરાજ પણ વસંતઋતુના વખતે પોતાના વિલાસગૃહમાંથી જાગૃત થઇને

૧૯૯૨૯



રતનમંડળની કુંજમાં નિંદ્રાવશ થયો હતો; અને તેના જાગૃત થવાથીજ રતનમંડળપરનું વસન ચલાયમાન થઇ ગયું હતું. આ યૌવનાના શ્વેતવર્ણા રૂપેરી રતનમંડળ જાણે પ્રીતીરસથી ભરેલા ચાંદીના બે કળશો ગોઠવી દીધા હોય અગર દેવીની જોબન વાડીમાં રસરાજે પોતાના બે તંબુ તાણ્યા હોય એમ શોભતા હતા. તેના શિરપરના શામ ચકચકીત, સુંવાળા અને મોહક કેશોની બે લટો કંઠ અને રતન પ્રદેશની આસપાસ વિંટળાઇ વળેલી હોવાથી જાણે આ બાળાના બદનનું અને રસરાજના શિલિરનું રક્ષણ કરનાર રક્ષકો બે વિષધરો હોય અગર તેના શિરરૂપી રાફડામાંથી અમૃતના કળશનું પાન કરવા આવેલા બેનાગો હોય; અગર કામદેવને દહન કરનાર પાર્વતિપતિ શંભુનું પૂજન કરવાને બે નાગણો આવેલી હોય એમ જણાતું હતું; આ પ્રમાણે દેવી આશરે પા કલાક સુધી તેના મનમોહક અને ચિતાકર્ષક દેખાવમાં નિંદ્રાવશ થઇને પડી હતી.

થોડીવાર થઇ એટલામાં તેની બે બહેનપણીઓ જસુદ અને મહાલક્ષ્મી દેવીને મળવા સારૂ દેવીપાસે આવી. દેવીને ઉપરની સ્થિતીમાં સુતેલી જોઇને જસુદ બોલી—

" મહાલક્ષ્મી બ્હેન છે કાંઇ ભાન
એતો જોબન,
આવું ?
એવું !
શું આવું ?
એવુંજ ! નજરે જોયા જેવુંજ !
અરે બળ્યું આમ તે હોય ?

હા બ્હેન આવુંજ હોય !

શું આવું હોય ?

એતો રામબાણ વાગ્યા હોય તેજ જાણે !

અલી આમતો ન હોય ! આતો ગાંડપણ કહેવાય !

અરે એતો ડાહ્યાપણું કહેવાય ! જોબન અવસ્થામાં ગાંડપણ આવે તે ગાંડપણ નહીં પણ કુદરતી ડહાપણ કહેવાય !

જા જા તુંતો સદાએ હાંસી કરતી ને કરતી !

અરે શું આ હાંસી છે !

ના ના જોબનની ખાંસી છે !

અરે ઘેલી આતો પ્રેમની ફાંસી !

જ્યારે પ્રેમાવશ થવાય ત્યારે રસરાજ આવી રીતે ઘેરી લે; અને નિદ્રાનું ચેન ચડાવી આવી ફજેતી કરાવે; તું સમજી ?

અહીં કોઈ અજાણ્યું આવી ચડે તો દેવીબાની આબરૂમાં શી મણા રહે !

અલી જેન તો ખરી આવીએ ઉંઘ હતી હશે કે કાંઈ વસ્ત્રનું ભાન પણ નહીં !

ઉંઘ રાંડ એવી નાજુએ દેવદાનવ કે દેવા !

ખરેખર એમજ છે, ચાલો આપણે દેવીને જગાડીએ.

હા ચાલો ! ”

કહીને વસ્ત્રનો છેડો તાણ્યો, છાતીપરનો છેડો તદન ખસી ગયો, મહાલક્ષ્મી હસી પડી; અરે આતો જગાડતા પુરી ફજેતી થઇ !

“ બ્હેન મહાલક્ષ્મી તમે તો દેવી બ્હેનને પુરા બનાવ્યાં ! અધુરા હતા તે પુરા ખુલ્લા કર્યાં ! ! ”

આ પ્રમાણે પ્રેમોદ્દગાર કાઢી મહાલક્ષ્મીએ અને જસુદે દેવીને જગાડવા માંડી પણ દેવી જાગી નહીં, છેવટે બંને સખીઓ હારી; જસુદે કાનમાં ફુંક મારી પણ દેવી જાગી નહીં, મહાલક્ષ્મી દેવીના ચિત્તાકર્ષક મોહક અને સુન્દર દેખાવથી મોહીત થઈ ગઈ અને જસુદને કહેવા લાગી કે બ્હેન હવે દેવીને જગાડવાનો એક ઉપાય મને જડે છે; જો તું કહે તો જગાડું! જસુદે કહ્યું કે શો ઉપાય?

"તે એકજ છે?

પણ શો!

બતાવું!

હા.

જો."

કહીને એકદમ પ્રેમચુંબન દેવીના મનોહર કપોલપર કર્યું ચુંબનના અવાજથી એકદમ દેવી જાગીને બેઠી થઈ! અને આમ તેમ નજર કરી તો તરતજ તેના નજરે તેની પ્રિય સખીયો જસુદ અને મહાલક્ષ્મી પડી! દેવી હસી કાંક શરમાણી; પણ શરમને દાબીને બોલી કે:—

"અહો કોણ બ્હેન જસુદ?

હા.

અહો બ્હેન મહાલક્ષ્મી તમે પણ આવ્યા છો કે!

હા બ્હેન!"





પ્રકરણ ૨ જું.

## હૃદયના ઉભરા.

### દોહરો.

લોચનમાં લોચન મળે, મન મનડામાં જાય;
ભાવ ભાવ ભેળાભળે, હૃદયવાત ત્યાં થાય.

**હૃદયને એકાંત જોઇતી નથી. નયનને જાત જોઇતી નથી, પ્રિતિને પૈસો ગમતો નથી, પણ લાયકાત જોઇને હૃદય હૃદયને મળે છે, નયન નયનને નિરખે છે, અને પ્રિતી પ્રિતીને મળે છે.**

રસ ગ્રંથના શુભ પંથને, કોઇ બુદ્ધિવંત નિહાળશે;
નવનિત સમરસગિતથી, મૃદુરીત ભેદુ ભાળશે;
સંસાર સુખ સિમાસમાં, સ્નેહી તરણા સંલાપ છે;
સમજે તો શાંતીસાર નહીંતો પાપને સંતાપ છે.

ડાહ્યા-ઝવેરી.



ભરતી પૂર્ણિમાના ચંદ્રરાજને જોઇને ઉભરાવા માંડે છે. પંખીઓ વસંતરાજના દર્શનથી કીલકીલાટ કરી મુકે છે, વનસ્પતિ વરસાદને જોઇ ખીલવા માંડે છે અને કેસુડા ફાગમાં ફાલવા માંડે છે તેમ પ્રેમીઓ પણ પ્રેમીઓના દર્શનથી આનંદ માને છે, અને અન્યો અન્યમાં મનોભાવનાઓના ઉભરાઓ ઠલવાય છે.

અત્યાર સુધી દેવીપણ એકલી હતી, જાતે એકલી હતી, વિચારે એકલી હતી, અને હૃદયમાં પણ એકલી હતી; પણ પોતાની વાત વિસામા રૂપ વિશ્રાંતિ ભુવનો જાસુદ અને મહાલક્ષ્મી આવવાથી દેવીના હૃદય ગામમાં કાંઇક વસ્તિ થઇ; શુન્યતાના તિમિરનો વસ્તી પ્રભાકર ઉદય થવાથી નાશ થયો, તેજસ્વી કીરણોનો ચકચકાત પ્રકાશ દેવીના હૃદયમાં પડવા લાગ્યો, ત્રણે મુગ્ધાઓ અન્યોઅન્ય મલકાવા લાગી, જાસુદે મલકાટનો લાભ લઇ દેવી પ્રત્યે કટાક્ષ કર્યું.

"બ્હેન હમણાં વસંતના દર્શનથી આંબો ખુબ ફાલ્યો છે!"

સખી કુસુમ લત્તાઓ પણ પ્રેમઘેલી થઇ બ્હેકવા લાગી છે!

જાસુદ, દેવીની કનકલત્તા પણ હમણા ખુબ ખીલી છે!

હા એના કનક કયારામાં જોબનની ડાળીઓ ખુબ ઝુકા ઝુક કરી રહી છે?

કેમ ન ઝુકે? વનમાળીની ચતુરાઇ પાર વિનાની છે!

વનમાળી બબૂચક છે! સખી છાની રહે! વચનના બાણ મારૂ કાળજું કોરી નાંખે છે!

દેવી બ્હેન વનમાળી બબૂચક છે કે ચંપકલત્તા બબૂચક છે?

સખી ચંપકલત્તા તો ચતુર અને સુન્દર છે! સ્હેજમાં પ્રફુલ્લિત થઇ શકે એવી પાણીદાર નાજુક અને કોમળ છે,

સખી વનમાળી વિલાશી નિપુણ અને ખંતી છે! તેના ખંત વિના આ વાટીકા આવી સુંદર વિકસે નહીં!

ઘેલી! ઘેલી રે ઘેલી તદ્દન ઘેલી!

અલબેલી લત્તા ખીલી, પણ વનમાળીની ચતુરાઇ વગર ખીલી!

કુદરતના આધારે ખીલી!

કેમ બ્હેન એમ?

એતો એમ!

હું ના સમજી!

હજી વાર છે!

કેમ!

વાટીકામાં બીજ રોપાયા નથી, પાણી સીંચાયું નથી અને ખાતરની ખોટ છે!

કોનામાં!

તારામાં!

અરે મારી વાટીકા તો નવ પલ્લવ નવીન ડાળીઓ વાળી છે!

ચાલ તું એની બ્હાર તો જો!

ત્યારે દેવીની વાટીકા બરાબર ખીલી નથી એમ તું કહેવા માગે છે?

ના, ના દેવીની વાટીકા તો ખુબ ખીલી છે!

ત્યારે આ કટાક્ષ શા ઉપર?

તું શું સમજે?

કેમ હું માણસ નહીં!

માણસ પણ માણસાઇ વગરનું

શું હું ચતુરા નહીં ?

ચતુરા પણ ચતુરાઇ વગરની ?

ત્યારે તમે ચતુરાઇવાળા ?

હાજતો !

એમ કે ?

હા ! ચતુરાઇ વિનાની ચતુરા વાસ વિનાના કુસુમ સમાન છે.

બજ્યું બ્હેન આમ શું કરે છે ? શું કામ તલસાવે છે ! મારા ભેદને ભાગો ?

મારી મધુરી જરા જોબનમાં આવી જાગો, પછી છોકરવાદી ત્યાગો એટલે તરતજ ભાન આવશે, અને ભેદ ભાગશે.

આમાં તો કાંક ઓરજ ખુબી રહેલી છે.

ત્યારે ખુબી બતાવોતો ખરા.

તારા પ્રેમચક્ષુથી જોઇ લે, તારી સમક્ષ છે.

એમ લ્યો ત્યારે જોઉં !

જરી જુઓ !

હા...હવે મેં જોઇ ! હું સમજી ! મહાલક્ષ્મી બ્હેન હું સમજી!

કહે શું સમજી ?

ચેતી ગઈ છું. ચેતી ગઇ છું તારી ચતુરાઈ ચેતી ગઈ છું.

શું ચેતી ? તારૂ કપાળ !

જુઓ સાંભળો. તમે એમ કહેવા માંગો છો કે "વસંતના દર્શનથી આંબો ખુબ ખીલ્યો છે !" એટલે દેવી બ્હેનને જુવાનીના દર્શન થતાં તેનો કાયારૂપી આંબો ખુબ ફાલ્યો ! કેમ કેવી ચેતી ગઇ ?

હા હવે ચેતી. પછી ?

જો. "કુસુમ લત્તાઓ પણ પ્રેમઘેલી થઇ ખુબ મ્હેંકવા લાગી છે" એટલે દેવીની કાયા આંબાની ડાળીઓ અર્થાત અવયવો પણ પ્રેમઘેલા થઇ ખુબ ખીલવા લાગ્યા છે ! કેમ બરાબરને !

ઓ તારીની ? આતો હવે સમજી ! પ્રેમશાસ્ત્રનું વિજ્ઞાન થવા લાગ્યું ! કહે પછી !

પછી તમે કહ્યું કે "દેવીની કનકલત્તા પણ હમણા ખુબ ખીલી છે !" એટલે દેવીની કુંદન જેવી કનકલત્તા કાયા પણ પરણ્યા પછી ખુબ ખીલી છે, જુવાનીના અંકુરો ફૂટવા લાગ્યા છે જુઓને.

> કિશોરી કિશોરતા ગઇ, જુવાની જામી જણાય,
> નિતંબ કુચતો ભર થયા અંગોઅંગ બદલાય.

ઓ મારી ચંકારી ! તું તો પૂરે પૂરી પ્રેમ પંડિતા બની ગઇ! પછી?

બ્હેન

> ચાળા બાળાના ગયા, બદન હવે બદલાય,
> નયન મુખ શરમાઇ ગયા અંતર ઉંચુ થાય.

અરે આતો પ્રેમ જ્ઞાનનો ઝરો ફૂટયો ! જો સાંભળ !

> બાલપણામાં **હા** હતી, હવે **હા** બદલાઇ,
> મંદ હાસ્યે **ના ના** કહે હા ભિતરમાં સમાઇ

અરે વાહરે વાહ તુંતો પૂરી પ્રેમી બની ગઇ !

જો સાંભળ !

> બાળપણામાં લાગતી બાઝંબાઝા ઠીક,
> અડતાં તું ના ના કહે અંતર પેઠી બીક

ઑાય ઑાય આટલી બધી સમજણ કયારે આવી ?

જો સાંભળ !

"ગગને વાદળી સ્યામમાં ચમક ચમક વીજ થાય,
તેમ ઓઢણી આછીમાં ગૌર અંગ ઝલકાય."
ઓહો જસુદ તો આખું પ્રેમ શાસ્ત્ર ભણી ગઇ !

લે જો તારે.

બાલપણામાં નાચતી મીઠા વદીને વેણ,
હવે નચાવે નયનથી કટાક્ષમાં કહી કેણ

સખી આજ તો તેં પ્રેમનું પુરાણ ઉકેલ્યું !

લે હવે છેલ્લું કહું છું.

મંદ હાસ્યમાં મોહીનિ લોચનમાંહી તંત્ર,
બુરકાથી જગ ભોળવે વશિકરણનો મંત્ર

કહે હવે કાંઇ બાકી છે !

હા હજુ છે ! જો સાંભળ તમે કહ્યું કે "વનમાળીની ચતુરાઇ પાર વિનાની છે, કેમ ન ઝુકે," એટલે તમે તો કહ્યું કટાક્ષમાં પણ દેવીએ તેનો પ્રત્યુત્તર સમજીને આપ્યો ! વાટીકા ખીલાવનાર વનમાળી વાડી ઉપર અથાગ પરિશ્રમ લેછે ! બીજું દેવીબાના દેવ વનમાળી દેવીબાની કાયા વાડીનું સારી રીતે જતન કરે છે. વારંવાર પ્રિતિ જળ સીંચે છે, અને સ્નેહનું ખાતર પૂરે છે; આથી દેવીબાને ચટકો લાગ્યો અને કહ્યું કે છાની રહે વનમાળી બેદરકાર બબૂચક છે ! એટલે દેવ છદુ સોળ છે, મોભાગ બુદ્ધિના મૂઢ છે, અક્કલના ભંડાર છે, અને ચતુરાઇના ચિતાર છે.

ઑય ઑય તું તો હવે પ્રેમ શાસ્ત્ર ભણીને પાર ઉતરી ગઈ ! વાહરે મારી મધુરી મેના તારી વાણીની મીઠાસ. પછી કાંઇ !

પછી તમે ટપ્પો માર્યો કે વનમાળી અમુચક કે છે ચંપકલત્તા અમુચક છે ?

ત્યારે મેં ટપ્પો પૂરો કર્યો કે ચંપકલત્તા ચતુર અને સુંદર છે: સુખેથી સંસાર સાગર પોતાની ચતુરાઇથી તરી શકે એમ છે, પણ સાગર તરવાનું નાથ નાવડું કાણું અને કોહોલું છે; એટલે દેવીબા સંસાર સાગરના કિનારા પર આવી વિધાતાને ઉપાલમ્ભ આપી દીલગીરીમાં ગરકાવ થઇ ગયાં છે !

વાહરે વાહ ! મારી મધુરી બુલબુલ તેંતો ખુબ કરી !

મારી જીવનપ્રાણ જાસુદ તું જીવતી રહે ! આજ તારી મનોભાવનાએ મારા મનની મુઝામણ ઓછી કરી દીધી છે. બ્હેન મારા મનના ઉભરા શી રીતે સમે ?

" સરવે સરોવર સુકા ચાતક લેખે,
ચંદ્ર વિના જેમ ચકોર ઉજડ દેખે,

વાહ વાહ બરાબર કહ્યું. તારી પણ એજ દશા છે.

સખી એતો—

" વિત્યું હોય તે એ સાચુ પરમાણે,
પિડા પ્રસુતાની શું વંઝા જાણે ? "

નજ જાણે કેમકે—

" વેઠે તે જાણે ન કોઇથી કહેવાયે,
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાયે "

જાસુદ દેવીના હૃદયની વેદના અત્યારે વધતી જણાય છે.

ત્યારે વેદના ઓછી કરો.

બ્હેન એમ ઓછી ન થાય.

"પય ઉભરાયુ તે છાંટે નીર સમાયે.
હૃદય વેદના હૃદય જાણથી હરાયે,
તાતુ તેલ મળે ત્યમ ભડકો થાયે,
ઔષધ મંત્રથી બમણી વધી જાયે, "

બ્હેન તમારે મશ્કરી છે, મારો પ્રાણ રૂંધાય છે. દુનિયા અવળી છે.

કેમકે— "કોઇને કહેતાં અદેખા ઠરીએ,
અંતર આગે ઢાંકયા ધીકી મરીએ
કીડો કાષ્ટ જેમ ખોખુ કરે ખાઇ ખાધું,
તેમ પ્રેમ કીટે કાળજ મુજ કરડી ખાધું,
ઉપરથી તન સારૂં સૌ કો દેખે
ભિતર ભડકો પ્રાણ પોતાનો પેખે. "

બ્હેન ત્યારે તમે તો દુખાને દુખીઆ રહ્યા !

ત્યારથી મનહરલાલ સાથેનો વિવાહ ભાગી ભગાભાઇને જોડે જોડાયાં છે ત્યારથી તેતો સદાયે સંકટના સકટમાં જોડાયાં છે. હવે જ્યારે વિશ્વપતિને દયા આવે ત્યારે દુઃખ કાંઇક ઓછું થાય.

બ્હેન જાસુદ જેની માતાને દયા ન આવી, જેની વડીલ બ્હેનને દયા ન આવી તો વિશ્વપતિને કયાંથી આવે ? " એના કટાક્ષમાં મહાલક્ષ્મીએ જાસુદને તીણો માર્યો ! !

"સખી મારા ભવિષ્યમાંજ દુઃખ લખાએલું છે.

બ્હેન એમ નિરાશ થવાનું કાંઇ કારણ નથી.

સખી "લખ્યું હશે જે વિધિએ લલાટે
કદી ન ફરશે તે શિર સાટે,

મિથ્યા મરે માનવી પરી ધાભ,
લખેલી મિથ્યા કદિ ન થનારી "

બ્હેનનું કહેવું બરાબર છે કેમકે—

" ગુલાબોની ઘડી લાલી,
જુવાની ક્યાં જતી ભાળી
સંધ્યાના રંગ ક્ષણે જાશે,
હ્રદયના રંગ બદલાશે "

બ્હેન તમે ગમે તેમ કહો પણ મારી આંખનાં આંસુ કદી સુકાશે નહીં ! મારા અંતરની આગ કદી બુઝાશે નહીં, મારી આંતરડીનો કકળાટ સદાય ચાલુજ રહેશે !

બ્હેન નિરંતર આમ પશ્ચાતાપ કરીને જીંદગી પૂરી કરશો ?

સખી જ્યાં સુધી આર્ય સંસારમાં આર્ય બાળાઓના બાળલગ્ન કરવામાં આવે છે, ત્યાંસુધી અંતરની અગન કદી બુઝાશે નહીં. જ્યાં-સુધી મિથ્યાભિમાની માત પિતાઓ કુળના કુવામાં પોતાની પામર કન્યાઓ ગળે કુળ મોટાઇના દોરડા બાંધી ફાંસે છે ત્યાંસુધી કન્યાઓનો કકળાટ કદી મટશે નહીં. જ્યાંસુધી કામધેનું કન્યાઓની સ્વાર્થના બજારમાં પૈસાદાર કસાઇઓના આગળ હરાજી થાય છે ત્યાંસુધી કામધેનું કન્યાઓ મનવાંચ્છીત ફળને કદી આપવાને શક્તિવાન થશે નહીં. જ્યાંસુધી વરનું હ્રદય કન્યા તપાસશે નહીં; અને જ્યાંસુધી કન્યાનું હ્રદય વર વિચારશે નહીં અથવા વડીલોદ્વારા વરકન્યાના હ્રદયની સરખામણી થશે નહીં ત્યાંસુધી વરકન્યા આર્ય સંસારમાં દંપતિ તરીકે પોતાનો કારભાર કુશલતાથી કોઇકાળે પણ નભાવી શકશે નહીં. જ્યાંસુધી વરકન્યાના પ્રેમની કસોટી ધર અને પૈસા ઉપર થાય છે ત્યાંસુધી વરક-

ન્યામાં અલૌકીક પ્રેમની લાગણી કદી ઉત્પન્ન થશે નહીં. જ્યાંસુધી લાકડે માંકડાં વળગાડી માબાપો આનંદ માને છે ત્યાંસુધી વરકન્યાઓના વિવાહ કહેવાશે નહીં પણ મોકાણ વિક્રય અને હરાજીજ કહેવાશે. જ્યાંસુધી કન્યાઓનાં લગ્ન નાણાની કોથળીઓ સાથે કરવામાં આવે છે ત્યાંસુધી કન્યાઓ છતાં ધણીએ રંડાએલી છે. જ્યાંસુધી કન્યાઓના ગુણ, વય, અને રૂપની વર સાથે સરખામણી કરવામાં આવતી નથી ત્યાંસુધી કન્યાઓના લગ્ન એક દુઃખની વધામણી નિશાની રૂપ છે.

દેવીબ્હેન આ વખતે કન્યાદાન સંબંધી ઉચ્ચ વિચારવાળું એક કાવ્ય મને યાદ આવે છે જુઓ સાંભળો તેમાં ઉપરના ઉદગારજ આલેખાયલા છે.

"પાત્ર જોઇને દાન અપાય તો શ્રેષ્ટ કન્યાદાન,
દંપતિ ભોગવે સુખ ભવિષ્યમાં ગુણનાં ગાઇને ગાન;
રૂપ વપુ ગુણ કુળ જુઓને કન્યાની સમાન,
જોડવી જોડીને જુગતેથી જગતમાં વર જોઇને વિદ્વાન.
ગાય કન્યાથી જોર ન થાય; જેમ દોરે તેમ ચાલીને જાય.
વારવાર વિચાર કરીને કરો વિવાહનું કામ."

બ્હેન જાસુદ કન્યા વિદ્વાન યુવાન, ડાહી, નિપુણ અને પ્રેમી અને વર અભણ, ખોખલો ઘેલો, બણુચક અને પૈસાનો પ્રેમી આ પ્રમાણે જે દેશમાં થતું હોય તે દેશના વરકન્યા ક્યાંથી સુખી થાય? આર્ય સંસારમાં કન્યા અવતરી એટલે માબાપને સોનાના ઈંડા મુકનારી કુકડી અવતરી! માબાપને દોલત મેળવવાનો ખજાનો મળ્યો! મનગમતા રૂપીઆ આપનારૂ એક કલ્પવૃક્ષ મળ્યું! દુનિયામાં ધન અને યશને પ્રાપ્ત કરાવનારી એક સરાફની પેઢી મળી! સંસારમાં મોજ મજા મારવાનું

એક જાદુઈ જંત્ર મળ્યું! મંત્ર મળ્યો! કન્યાઓના વડીલોના દળદર ફીટાડનારી એક મોહીની મળી! દેવી મળી! પૈસા કમાવાનો કીમીઓ મળ્યો!

જ્યાં આ પ્રમાણે આશાઓ રાખીને કન્યાઓના જન્મથી આનંદ મનાતો હોય ત્યાં કન્યાઓના સાચા સુખની આશા શી રીતે રખાય? તેના આત્મિક માનસિક અને ધાર્મિક કલ્યાણની દરકાર એક કીરતાર શિવાય કોણ રાખે? કન્યાનો સાચો બેલી કીરતાર કે માબાપ! કન્યારૂપી ગાયનો ધણી કુડો કસાઈ એક બાપ કે મા! ગાયના વેચાણ થયા પછી ગાયનો ધણી સાસુ સસરા કે ધણી! ધણી જો નમાલા મોગજગ બુદ્ધિના મૂઢ મળ્યો તો કન્યાનો ધણી આખુ સાસરૂં!! જેમ ગાયને ગરદન મરાય તેમ મારે!! જ્યાં સુધી દૂધ દે ત્યાં સુધી દરકાર; જ્યારે અશક્ત થઈ દુધ દેતી બંધ થાય એટલે તેની પીઠપર પારાવાર ડફણા ગાળોનો વરસાદ અને મેણાના ઝાપટા. બીચારી હાડ હાડ થાય અને છેવટે બાપડોરની પાંજરાપોળમાં મુકવાનો સમય આવે અને તેનાપર શોકય આવે!! જે દેશમાં કન્યાઓની વહુઓની અને સ્ત્રીયોની આવી અધમ દશા થાય તે દેશની સંતતી શી રીતે દેશાભિમાની દેવાંશી થઇ શકે? તે દેશની સ્ત્રીઓ શી રીતે કુળતારણી પતિવ્રતાઓ નીપજી શકે? જ્યાં કન્યાના વેચાણથી વિવાહથી અને લગ્નથી ઘરના ગુજરાન ચાલે તે દેશની આબાદી શી રીતે થાય?

કન્યાનો બાપ વરનો પૈસો જોતો હોય, મા વરનું કુળ જોતી હોય, ભાઈ વરની વિદ્વતા જોતો હોય ભાભી વરની ચાલાકી જોતી હોય, બેન વરની જુવાની જોતી હોય, વડીઆઇ વરનું ઘર જોતી હોય અને કન્યા વરનો પ્રેમ અને ડાહપણ જોતી હોય તો આ પ્રમાણે કન્યાના

વડીલો જેને જે રૂચે અને ફાવે તેવી આશાઓ જોતા હોય ત્યાં બળીઆના બે ભાગ થઇ જાય ! કન્યાના લગ્નની તાણું તાણા થાય અને જેનો સ્વાર્થ જલ્દી સધાય તે પ્રમાણે ચોકઠા ગોઠવાઇ જાય ! ત્યાં કન્યાના પ્રેમ અને ડાહપણની આશા અધ્ધર ઉડી જાય ! ! વડીલોનું ધાર્યું થાય અને સ્વાર્થની ઉજાણી થાય ! ! બિચારી પામર ગરીબ ગાય કન્યાના વિચાર હવામાં જાય ! વિદ્વતા બળીને ખાખ થઇ જાય ! સુન્દરતા સ્વાર્થની સરિતામાં તણાઇ જાય, ચાલાકી ચોળાઇ જાય અને પ્રેમ હૃદયમાંને હૃદયમાં સમાઇ જાય, કરમાઇ જાય અને આખરે ખવાઇ જાય ! જ્યાં આ પ્રમાણે લગ્નો થાય ત્યાં સંસાર સુધારાની આશા શી રીતે રખાય ? જુદા જુદા સ્વભાવ, વિચાર, પ્રેમ ગુણ અને વર્તણૂકનું ચલણ થાય ત્યાં ઐકયતા પ્રેમ અને સુખની શી આશા રખાય ! ! વરધારે કાંઇ અને થાય કાંઇ ! કન્યા ધારે કાંઇ અને થાય કાંઇ ! કહ્યું છે કે

" ભાઇ તો ભુગોળને ખગોળમાં રમે છે  
કન્યાને ચૂલો ચિત્તમા ગમે છે  
કન્યા ઉમંગે કુસુમ માળ ભરતિ,  
વરને શરીરિ ઉધેઇ ફરતી;  
કન્યા ઉમંગે વરને વધાવે,  
વર સોટી લઇને વહુને નચાવે;  
કન્યા ઝરૂખે વર વાટ જોતી,  
પિયુ વિના પાલવે અશ્રુ લ્હોતી;  
કન્યા મુકી પિયુ પરદારે રાચે,  
કરી ગુલામી નિચ પ્રિતી જાચે.  
ઘેબરતજી ઘેંશા પ્રિતેથી ખાયે,

મ્હેલો મુકી ઝુંપડી માંહી જાયે;
ગુલાબ કસ્તૂરી મૂકીને પ્રિતે,
એહ લક્ષણ આકડો નિતચિતે.
કન્યા કિશોરી ઘર ઉર ખટકે,
તજીને માયા ઘર શ્વાન ભટકે.

આ પ્રમાણે વર અને કન્યાના દીલ અને પ્રેમની વ્હેંચણી થાય ત્યાં વરકન્યા શી રીતે સુખેથી રહે ? બ્હેન આવી મારા કર્મની કહાણી છે!

દેવી બ્હેન હું ઘણી દીલગીર છું !
મારી મધુર દેવી મારૂં કાળજું કોરાઇ જાય છે !
સખી ત્યારે મારો જીવ ગભરાઇ જાય છે !

બ્હેન હવે બનવાની બની ગઇ ! હવે ધીરજ ધારી સંસારની ધુરા પ્રિત, ખંત અને ઉમંગથી ખેંચીને ગૃહસ્થાશ્રમ ગાડાને સંસાર સાગરપર લાવો અને પછી તમારાં બાળબચ્ચાંઓને પતિના નાવમાં ચતુરાઇથી બેસારી સંસારસાગર નિપુણતાથી તરી જઇ મનુષ્યા દેહ સફળ કરો !

બ્હેન મહાલક્ષ્મી જ્યાં નાવડું કાણું હોય, કોહી ગયેલું હોય, ત્યાં શું કરવું ? એવા દુર્બળ નાવમાં બેસી સંસારના મધ્ય દરિયે ડુબી મરવું તેના કરતા નાવમાં ન બેસવું એ કેવું સારૂં ?

બ્હેન દેવી માત પિતાએ જે નાવ આપણને આપ્યું તેમાં સંતોષ રાખીને તે ન્હાવને તાંબાના પતરા ચોઢાવીને ઉપયોગમાં લેવું.

બ્હેન મહાલક્ષ્મી મારાથી તો બોલ્યા વના નથી રહેવાતુ ! હું તો વડીલોની આમાન્યાને કુવામાં નાંખી કહી દઉં છું કે નાણા સાટે દીકરીને શોકયની શુળી ઉપર વીંધનાર, સ્વાર્થને ખાતર કન્યાને કસાઇને ઘરે બાંધ-

નાર, અને કુળને ખાતર કન્યાને ભર જંગલમાં રઝળતી મુકનાર મા બાપો, વડીલો અને મુરબ્બીઓ તે કન્યાના વડીલો કહેવાય કે જમાનાના કસાઇઓ કહેવાય? કાળ કહેવાય! કે કન્યાના કુંવારા લોહીના તરસ્યા કેસરીઓ કહેવાય?

જાસુદ બ્હેન એ માબાપો નહીં પણ કન્યાના કાળ કહેવાય.

માહલક્ષ્મીબેન! નિરપરાધી કન્યા કુસુમને બબુચક હેવાન વરોના ધગધગતા અંગારાના ઢગલામાં ઝીકનાર માબાપો ભલે સ્વાર્થ સાધી કન્યાના લગ્ન કરી કન્યાદાન દીધુ સમજે પણ દુનિયા તો કન્યાને હળાહળ વિષ દાન દીધું કહેશે!

લગન દુધના પ્યાલામાં સોમલ સાકર નાંખી સ્વાર્થની પહેરામણી કરી પરલોકના સાસરામાં દીકરી વળાવનાર દાનસ્તા ડાહ્યા માબાપોનું પ્રભુ કલ્યાણ કરો.” આ વાક્યો કહેતાં દેવીની આંખમાંથી આંસુની ધારા ચાલી!!

ધન્ય છે ધન્ય છે, આર્ય સંસારની કન્યા દેવી તારા નામને ધન્ય છે! ધન્ય છે ગરીબ ધેનુ કન્યા દેવી ધન્ય છે તારી સહન શીલતાને! ધન્ય છે અથાગ દુઃખમાં સંતોષ રાખનારી શાણી કન્યા દેવી ધન્ય છે તારા સંતોષને! પારધી માબાપો અને સાસરીઆની સ્વાર્થી અને જુલમગાર જાળમાં પકડાયેલી પામર પંખણી કન્યા દેવી ધન્ય છે તારા માબાપ પ્રત્યેના પ્રેમને! સ્વાર્થના ફંદામાં ફસાઈ ગએલી, આમન્યાની સાંકળે બંધાઈ ગએલી, લજ્જાની બેડીઓથી પરવશ પડેલી જૂલમગારોના જુલમે જકડાઇ ગએલી, કપટાચારીઓના કપટે વિષપાન થયેલી બબુચક વરના તાપે બળી મરેલી, દયાહિન ક્રુર સાસુ સસરાઓના હાથથી દુઃખના દરિયામાં હડસેલી મુકાએલી ડુબકા ખાતી દુઃખી કન્યા

દેવી ધન્ય છે તારી ધીરજને ! દેવી કન્યા તને લાખો ધન્યવાદ છે ! ભારત વર્ષની આર્ય કન્યાઓ તમારા ગૃહસ્થાશ્રમને કરોડો ધન્યાવાદ છે !

"જાસુદ બ્હેન ! હવે મારાથી સહન થતું નથી ! દુનિયાને બતાવવા ખાતર હું મારો સંસાર નભાવી રહું છું ! મને સંસારમાં કાંઈ પણ સારૂં લાગતું નથી ! ફક્ત મનહર સિવાય કોઈ પણ ઉપર મારો મોહ નથી ! સઘળી વસ્તુઓ મારા આત્માને દ્રોહમય લાગે છે ! મનહરના તાંતણે મારો પ્રાણ પ્રોવાઈ રહ્યો છે !

બ્હેન દેવી ધીરજ ધર ! પરમાત્મા સૌ સારા વાના કરશે ? કાલ સવારે તમારા નાથ સુધરશે.

અરરર ! સ્વાર્થી માબાપોએ બાળ લગ્નની મોંકાણમાં કરેલા બાળ લગ્નો, કન્યાઓ જમાનાના જાલમ જોરમાં જોબનના જૂલમી તોરમાં અને કેળવણીના ફેશન ભર્યા દોરમાં શી રીતે સ્વીકારી શકશે ! ઉછરતી નાજુક દુનિયાના કોઈ પણ રંગમાં રંગાયા વગરની અલેની મુગ્ધ કન્યા ધેનુઓ પોતાના ગળે પાપી સ્વાર્થી વડીલોની છરી શી રીતે મુકવા દેશે ? રૂઢી બંધનના ફાંસા શી રીતે સહન કરશે ? પોતાની અજ્ઞાન અવસ્થામાં લધાએલા અનાચારનો બોજ શી રીતે ઉપાડી શકશે ? ઘર સંસારનું ધુંસરૂ શી રીતે ધારી શકશે ? સુડી વચ્ચે સોપારીના ઘા જેવા લગ્નો શી રીતે નભાવી શકસે ! સાપે છછુંદર ગળ્યા સમાન પરણેતર શી રીતે પાળી શકશે ! પરણેતર નભાવી શકશે નહીં; પરણેતરનો ત્યાગ પણ કરી શકશે નહીં; તેમ પરણેતરનો સ્વિકાર પણ કરી શકશે નહીં?

જંગલના પંખીના બચ્ચાંને લાવી કુંદનના પાંજરે પુરો; મોતી અને માણેકનો ચારો મુકો અને દુધના પાન પાઓ તોપણ તે તેનાથી કદી રીઝશે નહીં; તેના પોષણના વાસ્તે તો ખેતરના છુટા છવાએલા

દાણાજ બસ થશે ? પરાધિનતાને આધીન રહીને જેટલો વખત પાંજરામાં રાખશો તેટલો વખત પાંજરામાં રહી શકશે પણ જરા જવાની છુટી મળશે; અગર પાંજરૂ ખુલ્લું રહી જશે તો તરતજ તે ઉડી જશે; તેમ કન્યા પંખણીઓને બાલપણમાં લગ્નના પાંજરામાં પુરશો તો તે વડીલોની પરાધીનતાને વશ થઇ પુરાશે, પણ તે સમજણના રૂપમાં આવતા તરતજ વિચાર પીંછાના આધારથી ઉડવા પ્રયત્ન કરશે; માટે બાળ લગ્નની જાળો તોડી દઇ કન્યા પંખીણીઓને સમજતી કરી વય વિચાર કુળ શિયળ અને ડહાપણથી સરખામણી કરી તેને પરણાવવામાં આવશે તોજ તે પોતાનો ગૃહસ્થાશ્રમ દીપાવી શકશે.

સુકુમાર બાળાને એક ખોખલા ખવીસ સાથે પરણાવીને કહેશે કે બાઇ સ્વામીનાથને પ્રભુ માની પતિવ્રત પાળો અને પતિની પૂજા કરો, અને કોઈ યુવાન બાળાને પાંચ વરસના ઢીંગલા સાથે પરણાવીને કહેશે કે પતિની ચાકરી કરો, આ સિદ્ધાન્તો કોઇ પણ કાળે કોઈ પણ ભગીરથ પ્રયત્ને તેના મનમાં ઉતરશે નહી; અને જતે દિવસે તેને અવસર મળતા દુનિયાને લાત લગાવી પોતાના મનનો રસ્તો કરશે, માટે માબાપોએ અને વડીલોએ વર કન્યાના મનની સરખામણીનો ખાસ કરીને વિચાર કરવો. અને પછી તેમને લગ્નના ધુંસરામાં જોડવા, વિચાર વગર લગ્ન કરવાથી વર કન્યાઓના મનમાં હરીફાઈ લડાઈ અને સ્વચ્છંદી પણું ઉત્પન્ન થાય છે, અને તેમાંથી તે વખતે પ્રેમ, આમન્યા, લજ્જા, વિનય, સુબુદ્ધિ અને કુળના ટેકનું અભિમાન અલૌકીક રીતે અદ્રસ્ય થઇ જાય છે, તે કોઇ કાળે પણ સતત પ્રયત્નથી તેમના મનમાં પુર્ન જન્મ અને સંકટના સાગર શિવાય આવતું નથી.

દેવી બ્હેન ત્યારે તમારી તમે શી રીતે નભાવી શકશો ? કેમ

કરશો? શું ઉપાય લેશો?

આત્યારે તેનો કાંઇ પણ ઉત્તર અપાય તેમ નથી!

કાંઈ ઉપાય યોજી શકાશે?

હા...ફક્ત ઉપાય એકજ છે!

શો?

જ્યારે લેવાય ત્યારે જોજો!

મને કહોતો ખરા?

કહેવામાં કાંઇ સાર નથી!

કેમ?

એમ!

ના, ના, મને કહો મારા સમ?

એમાં સમ ખાવાની જરૂર નથી!

ત્યારે મને નહીં કહો?

ના!

મારાપર તમારી આટલી પ્રિતી?

ના, પ્રિતી પાર વિનાની છે!

શી રીતે જણાય?

વખત આવતાં જણાશે!

ત્યારે મન સાંકડું છે?

ના, મન મોકળું છે!

ત્યારે મારો સમાસ નથી?

સમાસ સુખેથી છે!

ત્યારે કહો?

કહીશ !

કહીદો ?

અરે કહીશ !

ક્યારે ?

જરાવાર છે !

ઠીક આખરે જુદાઇ ?

જસુદ જુદાઇ નથી !

ત્યારે જુદાઇને માથે શીંગડા ?

મારૂં માથું પકાવો નહીં !

ત્યારે ભેદના ભીંગડા ઉખેડી નાંખો ?

અરે ઘેલારે ઘેલી ! ઉપાયમાં આત્મ ત્યાગ કે સંસાર ત્યાગ !!

હેં આશું ?" આ વચન સાંભળીને જેમ માથાપર વજ્રપાત પડે તેમ જસુદ અને મહાલક્ષ્મી વિચારમાં પડી ગઇ, થોડીવાર સુધી અન્યો અન્ય એક બીજાના સામું ટગર ટગર જોઇ રહી ! આખરે મહાલક્ષ્મીને કાંક વિચાર આવ્યો ને કહ્યું ?

"બ્હેન અંતે આવા વિચાર ઉપર આવ્યા ?

ત્યારે શું કરૂં ?

દેવી બ્હેન હું કહું તેમ કરશો !

જસુદ તારૂં કહ્યું હું સુખેથી કરીશ ! કહો ?

કહેવામાં એટલું કે દેવીબા હવે **મીરાં**બાઇ બને !!

વાહ વાહ જાસુદ ધન્ય છે તારી બુદ્ધિને ?

બ્હેન સંસારમાં રહી ભગવાનને ભજે ?

બહુ સારૂં ! મહાલક્ષ્મી બ્હેન તમે કાંઇ કહો છો ?

તમારા જેવા વિચારશિળ વિદ્વાન અને ડાહી બેનને હું શું કહું ? છતાં પણ એટલું તો કહું છું કે આત્મ ત્યાગનો વિચાર માંડીજ વાળજો !

ત્યારે શું કરૂં ?

કરવાનું જો પૂછતા હો અને સંસારત્યાગના નિશ્ચયપર આવતા હો તો કુમુદસુન્દરી બ્હેન જેવું તમારૂં જીવન પવિત્ર બનાવજો, અને જમાનાના કસાઈ માબાપોને એક દુઃખી કન્યાનો હૃદય દ્રાવક તાદૃશ્ય ચિતાર તમારા દૃષ્ટાંતથી આપજો !

હા...હા આ ઉપાય મારે વાસ્તે ઉત્તમ છે ! બ્હેન ખુશીથી હું કુમુદ બનીશ, અને મારા મનહરને સરસ્વતિચંદ્ર, નવીનચંદ્ર ગણીને તેમની મન વચન અને કર્મથી પ્રેમ લક્ષણા ભક્તિ કરીશ !! સખી અત્યારે મારા આત્મામાં કાંઇક નવીન ઉન્નતિ આવ્યો ! મારી રગેરગમાં અલૌકીક મધુર રક્ત રેડાયું !! મારા હૃદયમાં નવીન ચૈતન્યનો પ્રકાશ થયો !! હું આજ નવીન અલૌકીક આનંદમાં આવી છું !!

બ્હેન તે આનંદની ખુશાલીમાં લ્યો આ ગુલાબ ?

સખી તમારૂં મન પણ ગુલાબ, તન પણ ગુલાબ, વિચાર પણ ગુલાબ અને તમારો ચૈતન્યચંદ્ર મનહર પણ ગુલાબ માટે આ ગુલાબ લઇ આનંદમાં વધારો કરો !!

લાવ સખી તારૂં ગુલાબ હું આજ ઉમંગથી લઉં છું !

આહા...ગુલાબ ગુલાબ તારામાં કેવી સુકુમારતા અને નાજુકાઇ છે ? આવી કોમળતા અને નાજુકાઇ કન્યાઓના માબાપના મનમાં ક્યારે આવશે ! તેમના વિચાર ગુલાબ જેવા કોમળ ક્યારે થશે ? આહા ગુલાબ, ગુલાબ, ગુલાબ તારામાં મીઠી મધુરી અને મોહક સુગંધી છે !! આહા વર કન્યાના માબાપ ક્યારે આવી વરકન્યાના મન અને પ્રેમ

ગુલાબની મીઠી સુગંધી લેતા શીખશે? આહા ગુલાબ ગુલાબ તારી પાંખડીઓ કેવી સુંદર અને હળી મળી બીડાએલી છે; આહા વરકન્યાના માબાપ પોતાના સંતતી ગુલાબના છોડને હૃદયના પ્રેમવય, ગુણ રૂપ અને શિલની સરખામણીના મધુરા પાણી કયારે પાશે? તેમનામાં યોગ્ય વયના ખાતર પુરી ગુલાબને કયારે આવું પાંખડીવાળુ સુકોમળ કરશે? આહા ગુલાબ ગુલાબ તારા પુંકેસરની માફક વડીલો વરકન્યા ગુલાબનું પુંકેસરનું કયારે જતન કરશે? આહા ગુલાબ ગુલાબ તારા છોડના કાંટા જેમ તારાથી દુર થયા છે તેમ વર કન્યાના ગુલાબ વડીલો છોડના સ્વાર્થી કાંટા કયારે દુર થશે? આહા ગુલાબ ગુલાબ તારો જેમ જગત પ્રેમથી સ્વિકાર કરી આનંદ માને છે તેમ વર કન્યાના દાંપત્ય પ્રેમ અને સુખ ગુલાબનો સ્વીકાર કરી વડીલો કયારે આનંદ પામશે?

દેવીબ્હેન તમારા દૃષ્ટાંતથી વડીલોના મનમાં કોક દિવસે સારી અસર થશે? અને આગુલાબ જેમ તમારા કરમાં શોભા આપે છે તેમ વર કન્યાના પ્રેમ અને સુખ ગુલાબો વડીલોના કરમાં જતે દીવસ શોભા આપશે!

મારી મધુરી મહાલક્ષ્મી અને મીઠી જાસુદ! આજ હૃદય હૃદને મળ્યું! નયને નયનને નીરખ્યાં અને પ્રિતી પ્રિતીમાં મળી!! હૃદયના ઉભરા ઠલવાઇ ગયા! સખીઓ આજે મારા શરીરમાં સુધામૃત રેડાયાં!!

બ્હેન! હવે અમે રજા લઇએ?

હા ચાલો, હું પણ તમારી સાથેજ આવું છું!! તમે મારા મનનો શ્રમ ઓછો કર્યો તો આજે હું તમારા તનનો શ્રમ તમારી સાથે આવી ઓછો કરીશ!! અરે ભામા!

બ્હેન આવ્યો !

જા સીગરામ જોડી લાવ !

આ લાવ્યો !

સખીઓ ચાલો બંગલે જઇએ !

હા ચાલો ! ! કહી ત્રણે દેવીઓ, ત્રણે સખીયો, જીવ માયા અને કાયા જાસુદ, મહાલક્ષ્મી અને દેવી બંગલામાં ગઇઓ ! !





## પ્રકરણ ૩ જું.

# હૃદયનો મેળાપ.

### દોહરો.

મન માને ત્યાં નવ જુએ પ્રેમી હીરા હેમ,
બાંધ્યા રૂંધ્યા નવ રહે પાણી પવન ને પ્રેમ.

દાવાનળ અગ્નિના ધગધગતા અંગારામાં તપાવતા સોનું વધારે કસોટીવાળું થઈ કુંદન બને છે. દુઃખના મહાસાગરમાં ડુબી જતા મન વધારે ધીરજવાળુ થઇ નિર્મળ બને છે, અને ગમે તેવી કંગાલ સ્થિતિમાં અને વિરહમાં પ્રેમ અચળ થઇ પવિત્ર બની હૃદયમાં અને લોચનમાં લાયકાત પ્રમાણે વસી રહે છે.

પ્રિતી સુધારસ અજબરસ કોઈ વિરલોપી જાણશે,
અન્તરઘટની વાસના કોઇ અનુભવી પરમાણશે;
ભાવનાના ભેદ તો ભગવાન જેવા ભાળશે,
ગાતા અને ખાતા પિતા તાપો ત્રિવિધી ટાળશે.

ડાહ્યા.-ઝવેરી.



સરિતાના પ્રવાહને ગમે ત્યાં વાંકા ચુંકા ન્હેરો કરી ખેંચી જાઓ પણ અન્તે સાગરને મળે છે, કમળને ગમે તે જળાશયમાં હજારો ગાઉને અન્તરે રોપો પણ પ્રભાકરની પ્રભાના દર્શન થતાં તરતજ પ્રફુલ્લિત થઇ જાય છે. સુરજ જેમ જેમ સ્થાન બદલતો જાય છે તેમ તેમ સુરજમુખી પણ પોતાનું મુખ ફેરવી સૂર્ય ભણીજ જોયા કરે છે. ભિષ્મ ગ્રિષ્મ ઋતુના સખત તાપમાં જ્યારે બીજી વનસ્પતિઓ કરમાઇ જાય છે ત્યારે જવાસાઓને પ્રેમી ગ્રિષ્મના દર્શન થતા લીલાકલ્હાર થઇ રહે છે. જયારે મેઘ ગર્જનાથી સર્વ પ્રાણીઓ ભિતી પામે છે તારે મયુરીઓ આનંદ પામી નાચવા માંડે છે, સ્વાતિબિંદુની વૃષ્ટિ થાય છે. ત્યારે છીપો મોતી ઉત્પન્ન કરે છે, મૃત પામેલા દેડકાઓના ખોળી-આઓ મેઘવૃષ્ટિના સ્પર્શથી સજીવન થઇ કુંદંકુદા કરી રહે છે, લોહને ગમે ત્યાં સંતાડો પણ ચમકના આકર્ષણથી ગમે ત્યાંથી ખેંચાઇને ચમકને ચોંટે છે, તેમ પ્રેમીઓ કરોડો ગાઉના અન્તરે ગમે તેવી સ્થિતિમાં વસે છે પણ હ્રદયના પ્રેમાકર્ષણો એકદમ ખેંચાઇ આવી એકઠા થઇ જાય છે. કેમકે—

“ છાનો ના છુપ્યો રહે નેના કેરો નેહ,
ગરજી ઉઠે ઘડી ઘડી જયમ વાદળમાં મેહ.

વિજ્યાદશમીની વિજય વરતાવતી રજની ચમક ચમક ચમકી રહી છે, વિલાસી પ્રેમીઓ રજનીમાં પ્રેમ વિલાસ માણી રહ્યાં છે. પીયર છાંડી છાંડીને પ્રેમઘેલી પ્રમદાઓ આજ રાત્રે સાસરે આવી પ્રિયતમની સોડમાં લપાઇ રહેલી છે. ગમે તેવા મ્હેણા ટુણા કલેશ કંકાશ, રિસામણા

મનામણા ભાગી ભાગીને રસિકજનોએ પોતાની રસિકાઓને ઘેર બોલાવી વિજયાદશમીનો અનુપમ બહાર ઉડાવી રહ્યા છે. વિજયાદશમીનો પ્રેમવિજય વરતાવનાર પ્રેમી ચંદ્રરાજની ચંદ્રપ્રભામાં કંઈક લલિત લલનાઓ પોતાના લલિતલાલોને કુસુમમાળાઓ પહેરાવી રસરાજના વિલાસમાં મસ્ત થઇ થનથન નાચી રહી છે. માનગર્વિતા મહિલાઓ માનનો ત્યાગ કરીને મોહન સાથે રસરંગમાં મઝા મારી રહી છે. કંઇક વિરહણી વનિતાઓ પોતાના વાલમ વિદેશમાં હોવાથી ચંદ્રરાજને અણગમો બતાવી પોતાના શયનભૂવનમાં કવિ દયારામના શબ્દોમાં વાલમને ઉપાલમ્ભ આપી રહી છે કે—

"આસોના દીવસ તો અતિ રળિયામણા,
ખાવુ પીવુ કરવા નવલા ખેલજો,
ભેગા બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં બીડીને રાખુ છેલજો,
એ મહિને નવ જઇએ પિયુ પરદેશમાં
વાત વિચારી જુઓ નણંદના વિરજો."

નવી જુવાનીમાં આવતી નવીન મુગ્ધાઓ મોહનના દર્શનથી ઉમંગની ઉરમીઓમાં અને જોબનના જોરમાં નુતન સુમન કળીઓની માફક મગમગાટ મારી રહી નાચવા લાગી! રાતના સાડા આઠ વાગ્યા છે; ઘેર ઘેર રંગ રાગ અમન ચમન ઉડી રહ્યા છે. બાળકો યુવાનો અને વૃદ્ધો પોતપોતાની મન માનતી મઝાઓ મારી છે.

આ વખતે દેવીના બંગલામાં પણ કાંઈ નવીન બહાર ઉડી રહ્યો છે, આખા બંગલામાં ભભકાબંધ રોશનાઇ ઝળહળી રહી છે. બાગબગીચા ઝરૂખા, માળીઆ, અટારીઓ અને બંગલાના વાસીઓના હૃદયમાં કાંઇક

નવીન અને અપૂર્વ ઉજાશ આવી રહ્યો છે. દેવીનું હૃદય અને વદનકમળ કાંઇક નવાજ આનંદમાં ઝળાઝળા થઈ રહ્યું છે. આજરોજ મનહરલાલ પોતાના સાસરે જમવા આવનાર છે. આ વખતે જમાઇની સરભરા સારૂ વિવિધ પ્રકારની ગોઠવણો થઇ રહી છે. સાળીઓ મનહરલાલ આવવાના છે એ સાંભળી ઉમંગના ઉમળકામાં સારી રીતે આવી ગઇ છે ! શેઠાણી જડીબા પણ કાંઇ નવાજ ઉમંગમાં આવી ઠસ્સાબંધ ફરતા ફરતા ધાલ મેલ કરી રહ્યા છે ! શેઠાણીની ચાર કુળ દીપક દીકરીઓ પણ મોહક અને કીમતી વસ્ત્રાભૂષણો પહેરી રૂમકઝુમક નાચી રહી છે. આ વખતે દેવીનો ઠાઠમાઠ કાંઈ દેવી પ્રકારનો અલૌકીક ભાસે છે. આજે તેના મુખ ઉપર ઉમળકાના નવીન શેરડા માલમ પડી આવે છે. તેના લલિત લોચનમાં પ્રેમ આજે અદ્ભુત રીતે ઉછાળા મારી રહ્યો છે. તેના મુખમાં આજે વારંવાર મંદહાસ્ય થઇ રહ્યું છે, અને પળે પળે તેના ગુલાબી ગાલોમાં ખાડા પડી રહ્યા છે. તેનું સર્વાંગ અતિ મોહક થઇ થનથન પ્રેમમાં નાચી રહ્યું છે ! આજે વારંવાર તે દિવાનખાનામાંથી બહાર આવે છે અને અંદર જાય છે. તેના ઓરડાનો બહાર અને શ્રૃંગાર આજે અલૌકીક રીતે શ્રૃંગારાઈ રહેલો છે. ઇંગ્લીશ કારીગરીની ફેશનબંધ ટાપટીપ આખા ઓરડાને ઓપી રહી છે. આરસપાણના ટેબલો ખુબીબંધ રીતે ગોઠવી દીધા છે, નાજુક નાજુક ખુરશીઓ પણ વળ પ્રમાણે ગોઠવી દીધી છે. આજે દેવીએ તેનો ભારેમાં ભારે, કીમતીમાં કીમતી અને મોહક સુંદર શ્રૃંગાર સજેલો છે. આજની રાતે તે ધણી રઢીઆળી, રૂપાળી, રસાળી કોઇ સ્વર્ગની દેવીસમાન જણાય છે; તિલોત્તમા ઉર્વશી, મેનકાનું માન મૂકાવી દે એવી રીતે બણીઠણીને દીવાનખાનામાં વાસકસજ્જા નાયકાની માફક કોચપર અઢેલીને બેઠલી છે. ધાટપોટનો વાદળી રંગનો રેશમી ખુબીદાર ચણીઓ પહેર્યો છે, લીલા

રંગનો સાટીનનો કબજો કસકસીને ચુસ્ત પહેરી દીધો છે, અને ગુલાબી રંગની મનહર ચીનાઈ સાડી આખા શરીરને શ્રંગારી રહી છે. આજે દેવીના અન્તરનો આધાર, મનનોમણી, શરીરનો શ્રંગાર અને મનથી માનેલો ભરથાર મનહર આવવાનો હતો. જો કે મનહરલાલ તો પ્રસંગોપાત આવતો હતો પણ આજના આવાગમને દેવીના મન ઉપર જાદુઇ અસર કરી દીધી હતી. આ જાદુના જાલમ જોરથી દેવી ઉમંગના ઉમળકામાં ઉતરી ગઈ ચકોરી ચંદ્રોદયની વાટ જુએ તેમ તે મનહરની વાટ જોઇ રહી હતી!

આ પ્રમાણે બગીચામાં આશાતંતુઓ હાલંહાલા કરી રહ્યા હતા; એવામાં સડકપર દુરથી ઘોડાની પડઘી સંભળાઈ! પગની પડઘીથી દેવીના હ્રદયમાં મનહરના પ્રેમની પણ પડઘી પડી! પડઘી પડતાની સાથે દેવી દીવાનખાનામાંથી બહાર આવી; અને તેની સાથે મેલટ્રેનની માફક મનહરની વિકટોરીઆ બંગલાના કંમ્પાઉન્ડમાં દાખલ થઇ ગઈ! દેવીના લોચનો નાચીરહ્યા! હ્રદય ફુલીરહ્યું! શરીર પુલકાયમાન થઇ ગયું! મોહું મંદ હાસ્યથી મલકાઇ રહ્યું! મનહર વિકટોરીઆમાંથી બહાર આવ્યો! લોચન લોચનને મળ્યા! હ્રદયે હ્રદયને ધકેલી દીધા. દેવી શરમાઇ નીચું જોઈ મલકાતી મલકાતી દીવાનખાનામાં ગઈ. મનહરની મોહક મૂગ્ધા ચાલી ગઈ! પરણેતર મૂગ્ધા મેના શરમની મારી આઘીપાછી થઈ ગઇ!

"બા, બા મનહરલાલ આવ્યા!" એ વધાઈ સાળીઓએ શેઠાણીને આપી દીધી! શેઠાણીનું હ્રદય જમાઇની વધાઈ સાંભળી ફુલી ગયું! "ઓહો મનહરલાલ આવ્યા!" આવો આવો પધારો ના શબ્દ નીકળી પડયાં!! દીકરીઓના અને શેઠાણીઓના હ્રદયો હ-

રખાઇ ગયા ! દેવીના ચિતમાં અજબ ચમકાર થયો ! સાસુ સાળીઓએ અંતરનો આવકાર આપી મનહરલાલને વધાવ્યા ! થોડીવાર થઈ નહીં એટલામાં કપડાલત્તા ઉતારી મનહરલાલ ભોજનશાળામાં ગયા ! દેવી અને મનહરની મોહિના મેનાસુંદરી સિવાય સર્વ સ્ત્રીમંડળ ભોજનશાળામાં ગયું !! ચંદ્રની આસપાસ ચમક ચમક કરતી તારીકાઓ વીંટળાઈ વળે તેમ મનહરની આસપાસ મોહક મૃગ્ધાઓ સાળીઓ વીંટળાઇ વળી ! હવે મનહરને નિરાંતે જમવાદઇ આપણે જરા દેવીના દીવાનખાનામાં નજર કરીએ.

દીવાનખાનામાં દેવી એક સોફાપર બેસી રાધાની મનહર છબીનું અવલોકન કરી રહી હતી ! દેવીના મગજમાં મનહર સંબંધી કાંઇ ઓરજ વિચાર આવતા હતા ! સખીયો સાથે હૃદયના ઉભરાનો પ્રસંગ આ વખતે તેને યાદ આવ્યો હતો ! પ્રસંગને યાદ કરી દેવી વિધાતાને નીચે પ્રમાણે કહી કહીને નિસાસા નાંખતી હતી ! “ વિધાતા વિધાતા ! વેરણ થઇને આખરે હંસણીને કાગડા સાથે વરાવી ! ધુતારી વિધાતા મનહરની પ્રથમ આશા આપી મને ધુતી લઇને મારો મનહર મણી બીજાને આપી દીધો ! ઠગારી વિધાતા મારી સાથે ઠગાઇ કરી મારા ઠાકોર મનહરને લઈ લીધો ! પ્રેમનો પ્યાલો આગળ ધરીને બીજાને પાઇ દીધો અને મને ટીંગળાવી મારી વિષનો પ્યાલો આપ્યો ! કઠોર વિધાતા આ ગરીબડી બાળાને આશાના વ્હાણમાં બેસારી નાવ તોડી નાંખી સંકટ અને નિરાશાના બેટમાં એકલી મુકી દીધી ! રઝળતી કરી ! આખરે મારા મનના મણી મનહર સાથેનો સંબંધ તોડાવી લીધો ! દુનિયા દુનિયા તને હવે શી રીતે જીતાશે ? જીતાય યા ના જીતાય પણ દુનિયા હવે તારી દરકાર કરીશ નહીં ! લોક મને લુચ્ચી કહો કે સાધવી કહો તેની મને કાંઇ પરવા નથી ! ! હું તો મારા મનહરના મોહક તેજમાં મળી જ-

ઇશ!! મારા મનહરની મન વચન અને કર્મથી ભક્તિ કરીશ! લલિતાએ જેમ કૃષ્ણની પ્રેમ લક્ષણા ભક્તિમાં પ્રાણ અર્પણ કરી દીધા હતા. તેમ હું પણ મારો પ્રાણ આપી મનહરમાં મળી જઇશ!

લલિતાનો જેમ કૃષ્ણ ભાઇ હતો, બાપ હતો, પતિ હતો, પ્રભુ હતો અને તેનું દુનિયાનું જે કાંઇ સારૂ કહેવાય તે તમામ કૃષ્ણ હતો! તેમ મનહર મારો પ્રભુ છે!! દુનિયામાં જે કાંઈ સારૂ છે તે તમામ મનહરમાં વશી રહેલું છે! મનહર વિના હવે મારાથી ઘડીભર રહેવાશે નહીં!! મારા મનના મનહર મારા ચિતના ચિતહર! મારા દિલના દીલહર! હવે મને તમારી કરો! હવે મારે માબાપ સંસાર કે સાસરીઆની પરવા નથી, હુતો ફક્ત મનહરનીજ રાગી છું! મનહર, મનહર! મને હવે તમારા હૃદયની અધિકારી કરો! જગતની લાજ મુકીને ગોપાંગનાઓ વ્રજની એકાન્ત કુંજમાં શ્રી કૃષ્ણને મળવા સારૂ મધ્ય રાતે ગઇ હતી! અને પ્રેમની અધિકારી થઈ હતી તેમ મનહર મેં હવે જગતને છોડયું છે! હવે મને તમારી કરો! મનહર......મનહર......મનહર મનહર......મનહર! મનહરે! મનહરે! મનહરે!! હરે! હરે!" આપ્રમાણે પ્રેમોદગાર કાઢી નીસાસા નાંખવા લાગી!

આ વખતે મનહરલાલ પણ જમીને મુખવાસ કરી ફક્ત મલમલનું ઝીણું પહેરણ પહેરી કુદરતી રીતે ફરતો ફરતો દેવીના દીવાનખાના આગળ આવી પહોંચ્યો! દેવીને કાંક પ્રેમોદગાર કાઢતી સાંભળીને છાનો માનો લપાઇને બારણા આગળ ચુપ ઉભો રહ્યો, દેવીના હૃદયની સંપુર્ણ તપાસ મનહરલાલે કરી લીધી! દેવીના પ્રેમોદગારથી તેનું પવિત્ર હૃદય પલળી ગયું! તેના મુખમાંથી પણ પ્રેમોદગાર નીકળવા લાગ્યા. " અરે આ સુકુમાર બાળા મારા ગુણનું ગાન કરી રહી છે. મારા પ્રેમમાં પલળી રહી છે.

"મારા હૃદયની અધિકારી થવા પ્રભુ પ્રાર્થના કરી રહી છે, વિધી, વિધા તેં મને પણ દગો કર્યો ! મારી દેવીને પણ ઠગી ! દેવી, દેવી તારા પ્રેમની ખાતર હું દુનિયાની દરકાર કરીશ નહીં. આખા અનંત બ્રહ્માંડમાં શ્રી કૃષ્ણ ફક્ત પ્રેમનાજ ભુખ્યા હતા, જેનું હૃદય પ્રેમથી ભરપુર જોતા હતા તેના હૃદયમાં તરતજ નિવાસ કરતા હતા, તેમ મારા મોહી દેવી, હું પણ તારા પ્રેમનોજ પ્યાસી છું, ઉપાસીછું. મારી ચૈતન્ય ચંદ્રીકા, તારા વિના હવે હું ક્ષણવાર પણ રહી શકીશ નહીં. દેવી, દેવી તને જોતાંજ મારા મનમાં કાંઇ કાંઇ થઇ જાય છે. મારૂં હૃદય ઓરજ પ્રકારનો રસાનંદ અનુભવે છે. દેવી, દેવી મારી દેવાંશી દેવી તું સદાયે મારીજ છે, હા. જગતમાં આપણે જુદા પડયા ! પણ હૃદયમાં એકજ છીએ. કુમુદ અને ચંદ્ર જગતમાં ભિન્ન ભિન્ન રૂપે દેખાતા હતા પણ હૃદયમાં એકજ હતા. તેમ દેવી અને મનહર દુનિયામા જુદે જુદે રૂપે દેખાય છે પણ દીલમાં એકજ છે. તે કદી જુદા પડશે નહીં. તારા પવિત્ર પ્રેમોદગાર સાંભળી મારૂં હૈયું હાથ રહેતું નથી. દેવિ ? દેવી ! દેવી ! દેવી !" આ પ્રમાણે મનહર પણ પોતાના મગજના મસ્તાન પ્રેમોદગારમાં રમતો હતો. એવામાં દેવીને કાંક વિચાર આવ્યો; ને મન સાથે બોલવા લાગી કે "ચતુર ચંદ્ર ચકોરીને દર્શન દઇ તરત ચાલી જશે. પ્રેમી પ્રભાકર કમળને ખરેખરૂં ખીલાવી તરતજ રસ્તે પડી જશે; તેમ મારો મનહર પણ મને પ્રેમમાં પલાળી નયનથી નચાવીને તરતજ જતો રહેશે માટે ચાલ હું મારા લોચનને અને મનને દર્શનથી પવિત્ર કરૂં, તૃપ્ત કરૂં ! અત્યાર સુધી મારા શરીરમાં લોચન મનનો જાલિમ ઝઘડો ચાલી રહ્યો હતો; અને તેમાં એ મન લોચન લડંલડા કરી મને પરવશ બનાવી દીધી હતી; કવિ દયારામ કહી ગયા છે કેઃ—

" લોચન મનનો રાજ ઝઘડો લોચન મનનો,
રસિયા જનનો રાજ ઝઘડો લોચન મનનો. "

આહા મારા લોચન અને મન ઉપર પ્રમાણે મનહરને વાસ્તે લડી રહ્યાં છે મારૂ રસીક હૃદય પણ મનહરને વાસ્તે થનથનાટ નાચી રહ્યું છે,

" પ્રિત પ્રથમ કોણે કરી નંદ કુંવરની સાથ,
મન કહે લોચન તેં કરી લોચન કહે તુજ હાથ. "

આ પ્રમાણે મનહર વાસ્તે મન અને લોચન મેણાં ટુણાં ચલાવી રહ્યાં છે,

" નટવર નિરખ્યા નેન તેં સુખ આવ્યું તુજ ભાગ્ય,
પછે બંધાવ્યું તેં મુજને લગન લગાડી આગ. "

આ તાલાવેલીમાં હું પરવશ થઇ ગઇ ! મારા શરીરનુંએ ભાન ભૂલી ગઇ !

" સુણ ચક્ષુ હું પાંગળું, તું મારૂં વાહન,
નિગમ અગમ કહ્યું સાંભળ્યું દીઠા વિના ગયું મન. "

ચક્ષુ પાંગળા છે; અને મન પવન વેગી છે; ચક્ષુને રઝળતા કરી મન એકલપેટુ થઇ આગળ દોડી ગયું,

" ભલો કરાવ્યો મેં તને, સુંદરવર સંજોગ,
તજી મને તું નિત્ય મળે હું રહું દુઃખ વિજોગ. "

જ્યારે મેં તને સંજોગ કરાવ્યો; ત્યારે તું મનેજ મુકીને ચાલવા લાગ્યું, આ ઠીક કહેવાય નહીં.

" વનમાં વાલાજી કને હું વસુ છું નેણ,
પણ તુજને વેણ મેળવે, હું ના ભોગવું ચેન. "

માટે મન તું એકલપેટાપણું મુકી દઇને મને સાથે લે.

" ચેન નથી મન કેમ તને, ભેટે શ્યામ શરીર,
દુઃખ મારે જાણે જગત, રાત દિવસ વહે નીર. "

અરેરે મારૂ સર્વસ્વ ગયું ! ધાર્યું ધુળ મળી ગયું ! હું સદાને વાસ્તે દુઃખીઆરી રહી !!

" આશા સકળ મનમાંહી રહી જો,
મનનું ધાર્યું થયું કંઇ જો,
પંખાણી પડી પાંજરે લાચાર
કરજો કરૂણા હે કીરતાર, "

"પંખીણી પડી પાંજરે લાચાર"ના શબ્દો શ્રવણ કરી મનહરની આંખમાંથી અશ્રુબિંદુ નીકળી પડયા ! નિશ્વાસ મુકયો અને કહ્યું " દેવી, લાચાર દેવી, પામર દેવી આખરે હું તારો થઇશ " આ શબ્દો નીકળતાંની સાથ દેવી એકદમ દીવાનખાના બહાર આવી, મનહરને ઉભો જોઈ ચમકી, અચંબામાં પડી, અને પ્રેમમાં આવી છલકાઇ ગઇ; છલકાતી છલકાતી પણ છેતરાઇ ગઇ ! છેતરાતાં છેતરાતાં પણ છબીલીએ છળ કરી તીણો માર્યો.

" ચોરી કરતા તો સારી રીતે શીખ્યા છો ?

ઓહો ચોરી !

હા ચોરી.

મેં શું ચોર્યું ?

મારૂં તમામ !

ઠીક.

હા, હા ઠીક, તમે પણ કૃષ્ણની પેઠે રાધાનું હૃદય તપાસતા શીખ્યા ખરા !

અરે કૃષ્ણ ક્યાં ને રાધા ક્યાં ! અહીંતો ક્યાંઇએ નથી !

આવો, આવો પધારો અન્દર આવો" !

મનહર કાંક શરમાતો શરમાતો મંદમંદ હાસ્ય કરતો દીવાન ખાનામાં ગયો, એક સોફાપર બેઠો, દેવી ટેબલને હાથ અડાડી ઉભી રહી, આ સ્થિતીમાં મનહર અને દેવી પાંચેક મિનિટ સુધી વિચારમાં, શરમમાં અને અચંબામાં ગરકાવ થઇ ગયાં! આખરે દેવી હિમત ધરી બોલી,

" છાના માના નટવરની માફક લપાઇને મારૂં બધું સાંભળી લીધું ને !

મને કાંઈ ખબર નથી ! હું તો સ્હેજ ઉભો ઉભો કુદરત જોતો હતો !

અરે વાહરે તમારી કુદરત !

ખરેખર હું કુદરતી ચંદ્રીકા જોતો હતો !

વાહરે ચતુરચંદ્ર ! ચંદ્રીકામાં શું જોયું ?

ચંદ્રોદયમાં ચંદ્રીકા રૂમઝુમ નાચી રહી હતી ! આતુર અને ચાતુર ચકોરી ચંદ્રરાજને જોઇ થનક થનક પ્રેમમાં ડોલી રહી હતી !

પછી શું જોયું ?

આખુ જગત ચંદ્રોદયમાં ચકડોળે ચઢયું હતું ! ફક્ત બેજ વિરહથી ઝુરતા હતા !

કોણ ?

કોઇ નહીં !

કેમ કોઇ નહીં !

નાના હું તો બોલતાસુ બોલીગયો ! પણુ કોઈ નહી.

એમકે ?

હા. હા.

હોવે ! હું કાંઇ નહીં સમજતી હઉં કેમ ?

તમે કાંઇ અંદેશો આણશો નહીં !

એતો પકડાઇ ગયા ! હવે સાચુ બોલો, કોણ ઝુરતા હતા !

અરે હું તો લવી ગયો ! મને શું કામ બાંધી લ્યો છો ?

અરે તમે મને રૂંધી નાંખી, બાંધી લીધી અને કહો છો કે બાંધી લ્યો છો ?

મને શું કામ બનાવો છો ?

મને પૂરે પૂરી બનાવી, આશામાં નચાવી, નિરાશામાં લુંટાવીને અધવચ અકળાવી !

અરે તમે તો મારી પત્તર ફાડવા માંડી ! મને તાવવા માંડયો !

તાવી તાવીને મને પરવશ કરી, છતાં કહો છો કે તાવવા માંડયો ! કહો કહો કોણ ઝુરે છે ?

અરે કમળ અને ભ્રમર !

અરે વાહરે તમારી ચતુરાઇ ! હું તો કાંઈ સમજતીજ નહીં હોઉં કેમ ? કહો કહો સાચુ કહી દો !

અરે ચક્રવાક અને ચક્રવાકી !

તદ્દન ખોટુ !

સુરજ મુખી અને સૂર્ય !

બધુ જૂઠું !

ત્યારે તમે કહો !

રાધા અને કૃષ્ણ !

હું આશું ?

રાધા અને માધવ !

રાધા ક્યાં ને માધવ ક્યાં ?

વન્દરાવનની કુંજમાં રાધા કૃષ્ણને શોધે છે અને કૃષ્ણ રાધાને જોએ છે.

અરે એતો શોધાઇ ગયા !

ના હમણા શોધે છે !

આ શું કહો છો ?

સત્ય કહું છું !

મને બતાવો રાધા–માધવ ! અને બતાવો વન્દરાવનની કુંજ !

તમે જુઓ ! તમારી પાસેજ છે !

અરે આટલામાં તો કાંઇ નથી !

તમારે જોવાની દરકાર હોય ત્યારે જુઓને ?

હું દરકાર વાળો છું ! ક્યાં છે મને બતાવો ? ( ફરી આમ તેમ જુએ છે )

અરે તમારી સમક્ષ છે !

મારી સમક્ષ તો તમે છો અને હું છું !

અરે તમારી સમક્ષ છે, જરા પ્રેમ ચક્ષુથી જુઓ !

લ્યો પ્રેમ ચક્ષુથી જોઉ. ( ઉઠી આમ તેમ ફરી જુએ છે )

વાહરે તમારી ચતુરાઇ ? વાહરે તમારી નિપુણતા ?

અરે આમાં ચતુરાઇ શી છે ? નિપુણતા ક્યાં છે ?

ઠગારા ઠગતા તો સારી રીતે આવડે છે ?

અરે ચતુરાઇ તે ચતુરા પાસે હોય ! નિપુણતા  નારીપાસે હોય કેમકે નિપુણતા અને ચતુરાઇની ખાણ ચતુરા છે, નારી છે !

હા તે ખરૂં પણ તમે ખાણમાંથી નિપુણતાના  અને ચતુરાઇના કાઢનાર છો માટે તમારી પાસે છે ! મારી પાસે કાંઈ નથી !

કાંઇ નથી શું ? હ્રદયમાં રાખીનેજ ફરો છો !

અરે મનેતો કાંઇ જણાતું નથી.

જરા નજર કરો !

લ્યો નજર કરૂં છું !

કેમ કાંઇ દેખાય છે ?

ના, ના.

હજુ !

ફક્ત તમનેજ જોઉછું !

જુઓ જુઓ આ રહ્યા રાધા માધવ !

ક્યાં છે ? (પાછો ફરે છે).

આ રહ્યા !

હું ક્યાં ? ( આમ તેમ જુએ છે ) વાહ વાહ તમે પણ સારી મશ્કરી કરો છો ?

અરે આ રહ્યાં !

ક્યાં છે ?

બળ્યું આમતે શું કરતા હશો ? જુઓને આ રહ્યાં !

ક્યાં છે ? અહીંયાં ફક્ત દેવી અને મનહર છે !

અરે આ રહ્યાં !

ક્યાં !

જરા ઉંચુ જુઓ !
ઉંચેતો ચંદ્ર અને તારીકાઓ છે!
અરે હુંતો તમારાથી હારી ?
અરે મને હરાવ્યો ! ઉંચેતો ચંદ્ર અને ચંદ્રીકા છે
આ ભીંતે જડયા ! જુઓ !

ત્યારે એમ કહેનો રાધા કૃષ્ણને ભીંતે જડયા છે ! હા......ત્યારે જોયાં !

શું જોયું ?
રાધા કૃષ્ણ ફરતા જોયાં !
જોયાં ?
હા જોયાં !
આ એમાં વાંક કોનો ?
તમે કહો તેનો ?
તેનો ન્યાય તમે કરો !
ન્યાય તમે સારી રીતે જાણો છો !
શું કામ બનાવો છો !
સત્ય કહું છું કે તમે નાય કરો !
તમે કરો તમે !
અમારો ન્યાય સાચો નહીં લાગે !
બોલો કોનો વાંક ?
રાધાનો !
કેવળ અસત્ય ! પક્ષ કેવો પકડયો ! પુરૂષ પુરૂષનાંજ હોય !
ત્યારે કહી દોને ! નારી નારી જાતનાં ?

હા......નારી નારીની !

ત્યારે પુરૂષ પુરૂષનાં ?

એમજ દેવી રાધાની !

ત્યારે મનહર નટવરના !

તમે કહો તેમ.

રાધાનો વાંક શી રીતે કહાડ્યો !

કારણકે રાધાએ ભોળા બાળ નટવરને જમના કીનારે આવી મો-મોહ પાશમાં બાંધી વન્દરાવનમાં લલચાવીને લઈ ગઇ; અને ત્યાં સારી રીતે માર્યો !

અરે તમે આશું બોલો છો ?

રાધાએ નટવરને વન્દરાવનમાં માર્યો !

શેનાથી માર્યો !

નયનના બાણથી માર્યો ! હૃદયના ખંજરથી માર્યો !

વાહરે વાહ ! ધુતારા ગમે તેટલા પણ તમે નટવરના !

ત્યારે તમે રાધાના !

પછી શું ?

નટવરને મારી રસમાં રમાડી, વિરહથી બાંધી વ્રજની કુંજમાં ર-ખડતો મુકી એકલપેટી રસીકડી રાધા રીસાઇને ચાલી ગઇ ! સંતાઇ ગઈ !

બીચારા ડાધાડમરા નટવર વ્રજની કુંજોમાં બહુ દુઃખ પામ્યા ?

હાજતો !

કૃષ્ણજી બહુ ભલા !

ભલા વગર રાધાને વળગતા ગયા !

ત્યારે તમે તો અળગાને અળગા રહો છો !

હું ક્યાં અળગો છું !

અરે અળગાતો ક્યાં; ને અળગા રહ્યા !

હું અળગો નથી !

નથી ?

હા...નથી !

ત્યારે તો તમે મારા ! "

કહીને ઉમંગમાં આવી દેવી મનહરની કોટે બાઝી પડવા ગઈ ! મનહર યુક્તિથી સટકી ગયો; દેવી ઝંખવાણી પડી શરમાઈ ગઇ, મનહરે પ્રસંગ વિચારી કહ્યું, " અરે સબુર, સબુર, બસ કરો, ઉતાવળા ન થાઓ; વાર છે, સહસા ન કરો " કહીને દેવીના હાથ પકડી રાખ્યા, દેવીના મોંપર રતાશ આવી ગઈ, થરથર કંપવા લાગી, નિસાસા નાંખવા લાગી, અને હમણાંજ મૂર્છાવશ થઈ જશે એમ અચેત થવા લાગી; એટલે મનહરે દેવીને ધીમેથી દોરી કોચપર બેસાડી; બેસાડતાની સાથે દેવીના ચિતમાં સ્પર્શતા ચેતન્યનો ચમકાર થયો; ને કહેવા લાગી.

" આખરે જુદાઇ ?

જુદાઇ નથી !

અંતે અળગા રહ્યા !

ના અળગો નથી !

નથી ત્યારે મને કેમ રોકોછો ?

રોકતો નથી !

ત્યારે હૃદયમાં સમાસ કરો.

સમાસ, સમાસ, સમાસ થશેજ ! ધીરજ રાખો !

મને એકવાર તમારી કહો !

કહેલાજ છે !

શું ?

મારા !

કોણ ?

એક છે !

કોણ ?

છે !

નટવર !

હા.

ત્યારે રાધા તમારી !

રાધા નટવરની !

અરે મારા મનહર નટવર આ રાધાને તમારી કહો ! શું કામ તલસાવો છો ?

રાધા નટવરની છેજ !

ના, દેવી મનહરની છે એમ કહો !

કહું શું વિશેષ છે ? માની લ્યોને !

ના કહો !

મારી છે !

શું મારી છે ?

મારી છે !

એમ કહો કે દેવી મારી છે !

દેવી મારી છે.

અરે દેવીને તો તમે મારેલીજ છે.
જુઓ પાછાં ફરી ગયાં !
મારી દેવી એમ કહો !
મારી રાધા !
દેવી કહો !
મારી દેવી. "

મારી દેવી સાંભળતાની સાથેજ દેવી મનહરની કોટે બાઝતા ગઇ મનહર દેવીનો હાથ ઝાલી ઉભો રહ્યો ! રસ રેલાઇ ગયા ! પ્રેમ ઉભરાઇ ગયો ! સ્થુલ શરીર શબવત્ ઉભા રહ્યા, અને બંને ચૈતન્યો એકમેક થઇ ગયા ! હૃદયના મેલાપ થઇ ગયા ! લોચન અને મન અન્યો અન્ય દર્શન કરી હરખાઇ ગયા !





પ્રકરણ ૪ થું.

---

## લીલાની લીલા.

### દોહરો.

બાલપણામાં જોડલા જોડી દે માબાપ,
જુવાનીમાં જુદા પડે આપી નિત્યે શાપ.

---

**સ્વભાવ જોયા વિના, હૃદય તપાસ્યા વિના અને સદ્‌ગુણો શોધ્યા સિવાય જે જોડલા જોડવામાં આવે છે તે અંતે જુદા પડી જીવન અંત સુધી દુઃખી થાય છે.**

---

ચઢશે ચઢી માતાપિતા કરતા હરાજી બાળની,
વળગાડી માંકડુ લાકડે પરવાન રાખે આળની;
જુદા પડી છન્દે ચડે ધાર્યું કરે મનમાનતું,
દરકાર દુનિયાની તજે જાણે નજનકો જાણતું.



ન તેરસનો તહેવાર છે. ધન ધોવાનું પર્વ છે. આ-જના તહેવારમાં તરૂણો અને તરૂણીઓ તરેહવાર લી-ન થઇ ગએલાં છે. દીવાળીનાં દીવ્ય ટાંકણાપર શેઠાણી જડીબા પોતાના કુટુંબ પરિવારને લઇ બંગલાથી ઘેર આવેલા છે. શેઠાણીએ બગીચાને અને બંગલાને શણુ-ગારવામાં જેમ કાળજી રાખી હતી તેમ શહેરની અંદરની હવેલીને પણ શણુગારવામાં કાળજી રાખી હતી.

આજે શેઠાણીએ ધન ધોઇને પોતાના મન પણ ધોયા હતા. શેઠાણી અને તેની ચાર કુળદીપક લાડકી દીકરીઓ જમી પરવારીને આનંદમાં ઘરના આગલા ખંડમાં બપોરના ૨॥ વાગતા રમત ગમત અને વાર્ત્તાવિનોદમાં તલ્લીન થઇ રહ્યા હતા. શેઠાણી પણ તીખી મીઠી વાર્તા કરી વિનોદ માણતા હતા. દેવી આ સઘળું સાંભળી મનમાંને મનમાં મલકાતી હતી; મુંઝાતી હતી અને કાંક શરમાતી હતી. શેઠા-ણીને જમાઇઓ તરફથી ફક્ત મનોહરલાલ સિવાય સારૂં સુખ મળતું નહોતું; તેમનું મગજ હમેશાં દીકરીઓની ચિન્તાથી ઘેરાએલું રહેતું હતું; “ સુખે સુએ નહી દીકરીના માબાપ ” પ્રમાણે તેમને પણ નિરાંતે નિંદ્રા આવતી નહીં.

આ પ્રકરણમાં લીલાની લીલા બતાવવાની છે માટે લીલા સંબંધી કાંક વાંચકવૃંદને વધારે ઓળખાણ કરાવીએ તો ઠીક કહેવાશે.

**લીલા** એ શેઠાણીની ચાર દીકરીઓમાંથી મોટી દીકરી હતી. લીલાતે લીલાજ હતી. તેની ઉમર આશરે વીસ બાવીશ વરસની હતી. શરીર ઘઉં વરણું કાંક શ્વેત અને મોહક હતું; બાંધો જાડો ઘાટીલો અને

ચિતાકર્ષક હતો. તેનું સર્વાંગ સુન્દર અને લાવણ્યવન્તુ હતું. સ્વભાવે લીલા ઘણી કડક હતી; શેઠાણીને પેટ માંડવામાં પ્રથમ લીલા રત્ન પ્રાપ્ત થયું હતું; તેથી લીલાને હદથી જાદે લાડપાન લડાવીને ઉછેરવામાં આવી હતી. તેને કોઇ પણ પ્રકારની ધાસ્તી કે બીક માબાપ તરફની કે સાસરીઆ તરફની હતી નહીં, તેની દરેક હઠો પુરી પાડવામાં આવી હતી, અને તેની હઠને આધીન થઇનેજ દેવીના સુખનું સત્યાનાશ વાળવામાં આવ્યું હતું; જો લીલાની હઠ વચ્ચે હરકત કરતા ન થઇ હોત તો મનહર અને દેવીની મનહર જોડી જોડાઇ ગઇ હોત પણ લાચાર લીલાએજ દેવીને છુંદી નાંખી હતી.

**લી**લાને **મો**કણીઆલાલ સાથે પરણાવી હતી. મોકણીઆલાલ પણ પોણાઆઠ છદુ સોળના ભાઇ ભગાભાઇ જેવા હતા. ભગાભાઇ અને મોકણીઆલાલની એક વિશ્વમાં જોડી હતી. જે પ્રમાણે દેવી અને લીલાની જોડી હતી, તે પ્રમાણે જમાનામાં મોકણીઆલાલ અને ભગાભાઇની પણ નમુનાદાર જોડી હતી. લીલાનો ધણી મોકણીઆલાલ નમાલો દમવગરનો અને અક્કલનો ખાં હતો, તેથી લીલા હમેશાં ઉદાસ અને ચિંત્તાતુર રહેતી હતી. લીલાનું લાકડુ લીલાના બાપે તેના એક ભાઇબંધની પ્રપંચ જાળમાં ફસાઇ જઇ મોકણીઆલાલ સાથે જોડયું હતું; તેમ લીલાએ તેના કરતાં દેવીને વધારે સુખી કરવી નથી; એવી ઇર્ષાથી ભગાભાઇ સાથે દેવીનું પાનું પાડી શોકયની શળી ઉપર મા પાસે દેવીને વીંધાઇ દીધી હતી. લીલા ઘણી ઉન્મત, છકેલી, જોબનના જોરમાં ફાટી પડતી; મનસ્વી અને મલકાતી હાથણી જેવી મસ્તાન કોઇની તમા રાખનારી નહોતી.

તેને જે સારૂ લાગે તે હમેશાં કરતી. તેના મનની ઇચ્છામાં કોઇ પણ પ્રકારનો <u>અંતરાય</u> આવતો હતો તો તે તરતજ બાજુએ

મુકી પોતાની ઇચ્છા એકદમ પર પાડતી હતી. તેની ઇચ્છા ગમેતેવી હોય; સારી હોય અગર નરસી હોય; જમાનાને અનુસરતી હોય યા અણુ અનુસરતી હોય; ઘરની લજ્જતની રક્ષક હોય કે વિનાશક હોય તોપણુ તલમાત્ર પણુ પરવા નહીં રાખતા તેના મનને જેમ ઠીક લાગે તેમ તરતજ દુનિયાને લાત લગાવીદઇ કરીદેતી હતી. તેની મરજીમાં આવે ત્યારે તે સાસરે જતી હતી; તેની ઇચ્છા સુધી તે પીયરમાં રહેતી હતી. કોઇ કોઇવાર મા દીકરી ચડભડી જતા હતા; અને શેઠાણી તેને વારંવાર ધમકાવતા હતા પણુ ધમકીની અસર લીલાને તલમાત્ર પણુ થતી નહીં. જ્યારે તેના મનમાં આવે ત્યારેજ તે સાસરે જતી હતી; એ શિવાય કોટી પ્રયત્ને પણુ જતી નહોતી. સાસરે કોઇને પણુ તે ગણતી નહીં, તેના ધણી મોકણીઆલાલને તો ઢોર સમાનજ લેખતી હતી; વારંવાર તેના સામી થઇ જતી અને ત્રાસ પમાડીને થકવી નાંખી મુંગો કરીદેતી હતી. આ પ્રમાણે લીલા એક મસ્તાન હાથણુ, નાગણુ અને વાઘણુ હતી. આ નાગણુને સાસરામાં કે પીયરમાં કોઇપણુ છંછેડતું નહીં. ઉપર લખેલા ગુણુ દોષ પ્રમાણે લીલા સાસરામાં અને પીયરમાં પોતાની લીલા ચલાવી રહી હતી.

બપોરના ત્રણુ વાગ્યા છે. શેઠાણી અને દીકરીઓ વાતોના ગપાટા સપાટા મારી રહી છે એવામાં લિલાના સ્વામિનાથ મોકણીઆલાલ એકદમ અચાનક લીલાને તેડવા સારૂ આવ્યા. લટક મટક કરતા સાસરે આવ્યા; અને ચડપલઇને ઘરમાં પેઠા. એકાએક મોકણીઆલાલને આવેલા જોઇને શેઠાણી અને દીકરીઓ અચંબામાં પડી; કાંઇ વિચારમાં અને ગભરાટમાં પડી શરમ અને અંચબામાં દબાઇ ગઇ! આજરોજ મોકણીઆલાલ પણુ લીલાથી થાકીને, કંટાળીને, ત્રાસીને તેના છેલ્લા છેડા છુટકા કરવાસારૂ આવ્યા હતા, સ્વભાવે જરા તપી ગયા હતા, આંખો

સ્હેજ સ્હેજ રાતી થઇ હતી; મોપર કાંક ક્રોધના ચિન્હો છવાયા હતા; એકંદરે રોફમાં ને રોષમાં સાસુ સમક્ષ જઈ ઉભારહ્યા ! શેઠાણી જમાઇને જોઇને એકદમ ગભરાયા અને ગભરાટમાં બોલી ગયા.

"કેમ આજ કાંઈ અચાનક આવવું થયું ?

જ્યારે મન થયું ત્યારે આવ્યો !

આવ્યા તો ભલે આવ્યા. તમારૂં ઘર છે, પણ વેળા વરતીને આવવું હતુંને, આતો ઢંગ ધડા વગરના આવ્યા !

લ્યો હવે આઘી પાછી જવા દઈ મારા માણુસને મારી સાથે મોકલો !" આ સવાલનો જવાબ શેઠાણી આપવા જાય છે એટલામાં લીલા વાઘણની પેઠે તાડુકીને બોલી ઉઠી.

"હું તમારે ત્યાં કોઈ પણ દીવસ આવવાની નથી, સમજ્યા ?

આજે આવ્યા વગર છુટકો નથી, માટે ચાલ એકદમ લુગડાં પહેરી આગળથા.

કોઈ ઉપાયે પણ આવીશ નહીં.

હવે તારી લાયરી જવા દઈ આગળથા; નહીંતો...તો...તો.

નહીં તો શું કરશો ? જાઓ તમારાથી થાય તે કરી લેજો. હું કદી પણ તમારે ઘેર આવીશ નહીં.

અરે આવે છે કે નહીં ? નહીંતો ચોટલો ઝાલીને ઘરમાંથી ઢયડી જઇશ, તું મને ઓળખે છે ?

હા. હું તમને ઓળખું છું કે તમે એક બબુચક છો.

અરે બબુચકની કહેનારી એકદમ આગળ થા નહીં તો ઝુડી નાંખીશ.

તમારા શરીરને ઝુડો તમારા લુગડાને ઝુડો એટલે ધૂળ ઉડી જાય.

રાંડ કર્કશા, એકદમ આવે છે કે નહીં ? નહીંતો લગાવી દઉં !

કર્કશા તમારી મા ! નીકળો મારા ઘરમાંથી નહીંતો જોવા જેવું થશે !

કુલટા એકદમ આગળથા. નહીંતો ટાંટીઓ ઝાલી ઘરમાંથી બહાર કાઢીશ.

તમારા જેવા તો મારે ત્યાં ટકે ટકે બહુ રહ્યા છે.

તારા જેવી લુંડીઓ પણ ટકા ટકાની તેર મળે છે સમજી ? ચાલ આગળથા.

તમારા જેવા બાા પોણા આઠની સાથે પરણ્યાથી મારો જન્મારો રદ ગયો.

અરે હવે આવે છે કે નહીં ? નહીંતો તારૂં ખરાબ થશે.

તમારાથી જે થાય તે કરી લેજો.

અરે જડીબા સમજી જુઓ. જરા લાજો, આ તમારી છોડી શું બોલે છે તેનો તોલકરો. શું શેઠીઆની છોડીઓ આવી સ્વછંદી અને ધણીને ઢોર ગણનારી હશે. લે ચાલ આગળથા.

તમને એકવાર તો કહ્યું કે તમારાથી થાય તે કરી લેજો.

જોજે હાં, થશે તે કરીશ.

અરે તમને કોઈ ગામમાં દેતું હોય તો બીજી કરી લેજો.

એમ ?

હા. કોણ દેછે ? જોઉં તો ખરી !

ઠીક બતાવી આપીશ. તારાથી સવાઈ લાવું.

રસ્તાની ધુળ લાવજો, કે કુંભારના ઘરની લાંબા કાનવાળી ખોલી લાવજો.

ઠીક છે ઠીક," કહી રોફમાં ને રોફમાં મોકણીઆલાલ ઘર તરફ

રવાના થઇ ગયા. ધનતેરસનો તહેવાર શેઠાણીના ઘરમાં સારી રીતે ઉજવાઈ ગયો. બધા શીયાવીયા થઇ શરમાઈ ગયા, ગભરાઈ ગયા; શેઠાણી લાજના માર્યા મુંઝાઈ ગયા ને વિચારમાં વિચારમાં સ્તબ્ધ થઇ ગયા, છેવટે કાંક અંતરમાં ઓછુ આવવાથી ફફળી ઉઠયા,

"અલી લીલડી તું તો હવે હદ બહાર જતી રહી. આ સારૂ ન કહેવાય; આથી ઘરની આબરૂ વધે નહિં પણ ફજેતી થાય,

ફજેતી તો તમે હાથે કરીને કરેલી છે, હવે ફજેતી કેવી ? ગામમાં કુવો હવાડોએ ના મળ્યો કે આવા ઉંટ રાભા જોડે મને પરણાવીને જીવતી બાળી ?

ત્યારે તેં શું ઓછું કર્યું છે ? દેવીને તેં જીવતી બાળી !

તમારી મોકાણમાં આ રોળ વળી ગયા. હું તો મારો જીવ જશે પણ તે રોયાને ત્યાં જઇશ નહીં. તમારે જેમ ફાવે તેમ કરજો," કહીને ધબધબ કરતી રીસમાંને રીસમાં મેડા ઉપર ચઢી ગઇ ! માણેક દેવી વિગેરે આઘાપાછા થઇ ગયા. શેઠાણી પણ લાજના માર્યા ઘરમાં જઈ કામે વળગ્યા.

લીલા ધબધબ કરતી મેડે જઇ પોતાના ખંડમાં ગઈ ! ધનતેરસને દીવસે ધણીધણીઆણીનું બંડ થયું તેથી ખિન્ન થઇ, પણ કાંક વિચાર આવવાથી પ્રસન્ન થઇ ઉમંગમાં આવી, અને આશાની સરિતામાં સ્નાન કરવા લાગી, એક કોચપર બેઠી, કુંચીઓનું ઝુમખુ લીધું, કબાટ ઉઘાડયું, મોગરાના તેલ અને અત્તરની શીશી કાઢી માથુ ઉઘાડી ચોટલો છુટો કર્યો. ફેન્સી કાંસકીમાં મોગરાનું તેલ નાંખી માથામાં ઘાલ્યું. હાથવતી સારી પેઠ માલીશ કર્યું. માથુ ધુણાવીને વાળને છુટા કર્યા. એક ફેન્સી ઇગ્લીશ બ્રશ લઇ ઉપર ઉપરથી ઓળી વાળ ચકચકાત સુંવાળા

કર્યા. કમાનદાર હાથીદાંતનો કાંસકો લઇ વાળને સારી રીતે ઓળ્યા; વેણી કસકસાવીને બાંધી ! પાછળથી વાળની એંટી પાડી માથું મોહક કર્યું. પેટી ઉઘાડી એક દાંતની ઝીણી કાંસકી કાઢી, તેનાથી આગળના વાળ બરાબર સુશોભિત ગુચ્છાવાળા સપ્રાઇબંધ કતરાતાકતરાતા ઓળ્યા, જરા ગુલાબનું અત્તર લઇ નાના બ્રશમાં નાંખી ચોટલાના આગલા ભાગમાં લગાવ્યું. પછી કસ્તુરીનો સાબુ કાઢી જરા હાથમાં ગ્લીસરાઇન લઇ જરા ગુલાબજળ લીધું, અને સાબુનું ફીણ લીધું. હાથમાં ચોળી મોં પર લગાવ્યું. અને જરા છાતીપર ચોળ્યું; ત્યારબાદ ગરમ પાણીમાં ગુલાબજળ નાંખી મોં ધોયું. એક ટુવાલમાં થોડું માટીનું અત્તર છાંટી તે વડે મોં અને શરીર સાફ કર્યું; આયનો લીધો; કપાળમાં બીંદી કરી; અને મનગમતા સુન્દર વસ્ત્રાભુષણો તથા અલંકારો પરિધાન કરી વિશ્વામિત્રનું માન મુકાવા જેમ ઉર્વશી તપોવનમાં ગઇ હતી તેમ મંદીરમાં ઠાકોરજીના દર્શન કરવા સારૂ લીલા ચાલી.

વૈષ્નવ ધર્મમાં વિષ્નુરૂપ હાલના દાંભિક ધર્માચાર્યો ધારી બેઠા છે, દર્શનાતુર ભક્તાણીઓને ગોપીકારૂપ માની બેઠા છે. ધર્મ ઘેલા પોમલા ભક્ત જનોને ગોપ ગણો ગણી બેઠા છે. ઠાકોરજીના મંદીરને ગોકુળ બનાવી દીધું છે. તેમના ખાનગી અવાસને ગોકુળની એકાન્ત વન્દરાવનની કુંજો ગણી ભક્તાણી ગોપીકાઓ સાથે વિલાસ ઉડાવી રહ્યા છે. ઠાકોરજીની ઠઠમઠ કરનારાઓને ઓધવજી માની બેઠા છે; આ પ્રમાણે ધર્માચાર્યોમાંના કેટલાક દાંભીક ધાર્મિક મહારાજાઓ દુનિઆના દેવતા બની ધર્મને બ્હાને ધતિંગ અને અનાચાર માણી રહ્યા છે.

જમાનાના જાદુઇ જોરમાં મહારાજાએ વૈષ્નવ ધર્મને લજાવી માર્યો છે, વૈશ્નવ પ્રજાની રીતીનીતીનું સત્યાનાશ કાઢી નાખ્યું છે. પોમલી અને

ઘેલી ભક્તાણીઓનો પ્રતિવ્રત ધર્મ તેમણે છીનવી લીધો છે. નવયુવાન **લીલાવતી** જેવી લટકાળી લલનાઓએ લજ્જા વિવેક અને શિયળને માહારાજાના ચરણુમાં અર્પણ કરી દીધા છે. સ્વામિભક્તિ ઠાકોરજીના દર્શન બજારમાં મુખીઆજીને ઘેર ઘરાણે મુકી છે. સાસુ સસરાની આમન્યા અને કુળની દરકાર મહારાજાની પ્રેમદુત્તિ રાંડીરાંડ આખલીઓ હાથણીઓને સાચવવા આપી છે. પ્રેમલક્ષણા ભક્તિમાર્ગની દુર્દશા પોમલી ભક્તાણીઓ અને અનાચારી મહારાજોએ કરી નાંખી છે.

લટકાળી લીલાવતી કેડે કુંચીઓ અને કોથળી ઘાલી ઘરમાંથી નીકળી ઠાકોરજીના મંદીર ભણી વળી ! રસ્તામાં બે ચાર સાહેલીઓ પણ સામેલ થઈ ! એક પ્રેમદુત્તી ડોશલી પણ તેમનામાં ભળી, અને શયનના દર્શનસારૂ મંદીર ભણી ગઇ ! એક કવિ નીચેના કાવ્યમાં પોમલીઓના તનમનનું સારી રીતે ચિત્ર બતાવે છે.

" જુવાનીમાં દીવાની થએલી છુટી છોકરીઓ,
કેડે કોથળીઓ ઘાલી વાંકી વાંકી ચાલેછે;
**મંગળાને શણગાર રાજભોગ અને સેન,**
કરતી ફરતી બધા મંદીરમાં મ્હાલે છે.
ઠાકોરના દર્શનનું ભાન નથી જરી પણ,
માતા પિતા સાસુને ઠગવા ડોળ ઘાલે છે;
લાજતો લુંટાય નિતિસારી નાસી જાય,
મુખે કાજળ ઘસાય તોયે ઉમંગમાં મ્હાલે છે.

આ પ્રમાણે જુવાનીના જોરમાં ભાગી પડતી ભામનીઓ દર્શન કરવા સારૂ મંદીરભણી ચાલી ! મંદીરના રસ્તાઓ તરૂણ તરૂણોથી ખીચોખીચ ભરાઇ ગયા. પ્રેમલાઓની પુષ્કળ દોડ ધામ થવા લાગી ! જય

જયના જયઘોષ સંભળાવવા લાગ્યા; અને ઠાકોરજીના મંદીરના દ્વાર ઉઘડતા પેમલાટોળું કચરં કચરા કરતું મંદીરમાં દાખલ થઇ ગયું. કેટલા ઘરડા ડચરા ભક્તો અને ભક્તાણીઓ ઠેસ ખાઇ ખાઇને જેમ જુમના રેતીમાં ભક્તો આળોટે તેમ ગોડીમડાઓ ખાવા લાગ્યા! લીલાવતી સાહેલીઓ અને પ્રેમદુતી ડોશી પણ દર્શનમાં સામેલ થઇ ગઇઓ! દર્શન કર્યાં; ધીમે ધીમે વખત વ્યતિત થતા લોકો વેરાઇ ગયા મંદીરમાં લીલા અને પ્રેમકોર વિધવા પ્રેમદુતીજ રહી. પ્રેમકોર લીલાને લઈ મહારાજના મેડા ઉપર ગઇ! મહારાજને પગે પ્રેમકોર અને લીલા પડ્યા; પ્રણામ કરી શરમાતા શરમાતા મંદહાસ્ય કરતા બંને જણા મહારાજની સમક્ષ બેઠા, અને પ્રેમકોરે લીલાવતીના સંકેત પ્રમાણે વાત ઉપાડવા માંડી.

"બાપજી! આ લીલાવતી બ્હેન બહુજ ધર્મિષ્ટ છે, પ્રભુના દર્શનના બહુજ પ્યાસી છે; અને આપની સેવાના અન્તરથી ઉપાસી છે.

કેમ ન હોય? તે પણ હરીજન છે!

મહારાજ આપના શરણે તે અત્યારે આવ્યાં છે; તેમના મનના ભાવઠ ભાગો!

પ્રેમકોર પરોપકારને અર્થેજ અમારી દેહ છે. જેનું જે રીતે ભલુ થતું હોય તે કરવું એ અમારો પરમ ધર્મ છે.

મહારાજ એને આપના ચરણની અધિકારી કરો.

અધિકારી થવું બહુજ મુસ્કેલ છે. અધિકારીના સર્વે પાપો ગુરૂને શીર લેવા પડે છે.

બાપજી! તમારે તો સર્વે ઉપર દયા રાખવી જોઇએ! દરેકને સમાન ગણવા જોઇએ.

હું તો દરેકને સમાન ગણુંછું. ગોપીઓ અને ભક્તાણીઓમાં

કાંઇ પણ ભિન્નતા જોતો નથી.

ત્યારે લીલાને અધિકારી કરો.

એતો અધિકારીજ છે.

નામ હારજ પ્રસાદથી પાવન કરો.

બહુ સારૂ ત્યારે કરૂં પછી કાંઇ? તમારૂ માન્યા વગર મારે કાંઇ છુટકો છે? "ભક્તને આધિન ભગવાન છે!"

વાંચકો મહારાજનો પ્રસાદ અને લીલાનો અધિકાર તમે તમારી મરજી મનમાં વિચારી લેજો. આ પ્રમાણે લીલાવતી લીલા કરવા સારૂ મંદીરમાં આવી પ્રસાદ આરોગવા બેઠી, અને મહારાજની અધિકારી થઇ અને સંસારની ખટપટ, આમન્યા, ધર્મ અને નિતી પાળી મંદીરને છાપરે મુકી.





## પ્રકરણ ૫મું.

---

# હૃદય જીવન.

### દોહરો.

પ્રેમ સુધાને પામવા, તજે દુનિયા દરકાર,
પ્રેમામૃત પી પ્રેમીઓ અમર કરે અવતાર.

---

**વૈભવ અને વિપત્તિ જેને સરખા છે, અમીરી અને ફકીરીનો જેને ખેદ નથી, જાત અને કુળની જેને દરકાર નથી અને જેને જંગલ અને મહેલની પરવા નથી એવા પવિત્ર મસ્તાન પ્રેમી જનોજ પ્રેમની ખરી મઝા ભોગવી જાણે છે.**

---

ચિન્તા મણી છે પ્રેમ જગતમાં અજબ તેજ ભંડાર,
તિમિર હણે તનમનના નિત્યે જ્યોતિ ઝલક દેનાર;
પાવન સ્પર્શે પળમાં થાયે કુંદન અજબ દેદાર,
દેવાંશી પ્રેમિજન વિના વિરલા પાલણ હાર.



નિવારની સાંજે અંજની સુત હનુમાનનો તહેવાર કાંપમાં ધામધુમ ભરી રીતે ઉજવાઇ રહ્યો છે. પરણેલા અને વગર પરણેલા નરનારીઓનાં ટોળે ટોળા હનુમાનજીની સાધના કરવા સારૂ ઉભરાઇ ગયા છે. આ નવલ કથાની નાયકા મનહરલાલની પરણેતર મુગ્ધા **મેનાસુંદરી** પણ દરશનિવારે કાંક હનુમાનજીનું પારખુ પડવાથી સાંજરે દર્શન કરવા સારૂ જાય છે. મેનાની જોડે **દેવી** પણ દર શનિવારે દર્શન સારૂ જવા લાગી છે. નાયક **મનહરલાલ** પણ પોતાના હમેશના સિરસ્તા મુજબ સાંજના વિકટોરીઆમાં બેસી કામ્પનું ચક્કર મારી આવે છે, આ પ્રમાણે શનિવારે હનુમાનજીની જયન્તી ઉજવાય છે, આજ પણ એવીજ રીતે ઉજવવી શરૂ થઇ છે.

દેવી અને મેના સીગરામમાં બેસી હનુમાનજીની પૂજા કરી પ્રણામ કરી પાછા વળ્યા. જેવા પોતાના બંગલામાં પ્રવેશે છે એટલામાં મનહરલાલની વિકટોરીઆ પૂર જોસમાં કાંપમાં જતી જોઇ ! સીગરામ ઉભુ રખાવ્યું. વિકટોરીનો વેગ કાંક ઓછો થયો. દેવીએ સ્મિત વદને મંદ હાસ્યે મનહરલાલને કહ્યું કે "વળતા પધારજો" આનો પ્રત્યુતર "સારૂ" શબ્દ મળી વિકટોરીઆ ચાલી ગઇ. ઉમંગને ઉમંગમાં દેવી અને મેના બંગલામાં ગયા. દેવીએ શેઠાણીને વધામણી ખાધી કે મનહરલાલ આવે છે. શેઠાણી ખુશી થયાં. દેવી એકદમ પોતાના વિલાસગૃહમાં ગઇ. મેના સુંદરી પણ પોતાના ભુવનમાં જતી રહી. થોડીક વાર થઇ એટલામાં દેવી અને મેના બંને જણા બગીચામાં ફરવા લાગ્યા. આમ તેમ કુદરતની શોભા નિહાળવા લાગ્યા. એવામાં વિકટોરીઆમાં જડેલી ટોકરીનો

અવાજ થયો. દેવીએ કમ્પાઉન્ડમાં જોયું. જોતાની સાથે વિકટોરીઆ બગીચામાં દાખલ થઈ ગઈ. શેઠાણી ઉમંગ ભર્યાં આવ્યા; આવતાં આવતા ઉમળકો મુખમાંથી નીકળી પડ્યો. "મનહરલાલ આવ્યા ? આવો આવો" કહીને આવકાર આપ્યો. મનહર સાસુ જોડે મીઠી મીઠી વાતો કરવા લાગ્યો; એટલામાં દેવીએ મનહરની સરભરા કરવા સારૂ બોલાવ્યો. "મનહરલાલ આવો, અહીંઆં પધારો, પાન સોપારી ખાઓ" આવકાર દાયક શબ્દો સાંભળી મનહર દેવીના દેવી ભુવનમાં ગયો.

મેના સુન્દરી હસતી હસતી શરમાતી જતી રહી. સાસુ પણ ઉમંગને ઉમંગમાં સરભરા સારૂ બંગલામાં ગયા, મનહર દેવી ભૂવનમાં ગયા. મનહર દેવીના ભૂવનમાં દાખલ થઈ, એક સુન્દર કોચપર દમામમાં બેઠો. દેવી સંકોચાતી સંકોચાતી કાંક શરમમાં અને હરખમાં ટેબલને હાથ અડકાડી ઉભી રહી. મનહરલાલ ખીસ્સામાંથી રેશમી રૂમાલ કાઢી પવન નાંખવા લાગ્યો. દેવીને વિનય યાદ આવતા એક ફેન્સી જાપાનીસ પંખો લાવી આપ્યો. પંખો મઈ મનહર વખત વિતાડવામાં પ્રવર્ત થયો. દેવી ટેબલને અઢેલી ચપળા સમી મેઘરાજ સમક્ષ ઉભી રહી. દેવીની નજર આઘી પાછી થતી ત્યારે તેની મોહક મુદ્રા મનહરલાલ નિહાળી નિહાળીને તૃપ્ત થતો, અને મનહરની દૃષ્ટી આઘી પાછી થતી ત્યારે દેવી અંગુઠા વતી ધરણી ખોતરતી મનહરની મુખમુદ્રા નિહાળી ઉરમાં મલકાતી હતી.

દેવી શરમમાં પડી. પ્રેમમાં પલળી ગઈ, આગલો પ્રસંગ યાદ આવ્યો શરીર કાંક કંપવા લાગ્યું. મોંપર રતાશ તરી આવી, અને હૃદય ધીમે ધીમે ધબકવા લાગ્યું. ધબકારાથી કાંક

ગળામાંની મોતીની માળા પણ સ્ફુરાયમાન થવા લાગી. આ સ્થિતી મનહરે જોઈ. મનમાં વિચાર્યું કે દેવી મારા પ્રેમમાં પલળી ગઈ, મનની મુંઝામણ અત્યારે તેને મારી નાંખે છે, માટે કાંક પ્રસંગ લઈ મનની મુંઝામણ ઓછી કરવા ઉચીત ધાર્યું.

"હૃદય ધડકતું કેમ દેખાય છે?"

દેવી આ શબ્દ સાંભળી કાંક મલકાઈ અને શરમમાં પડી સ્તબ્ધ થઈ ગઈ અને ઉત્તર દીધો નહીં.

"આજ આટલુ બધુ હૃદય કેમ ધબકે છે?

(ઉત્તર મળ્યો નહીં)

મારા આવ્યાથી આજે મુંઝામણ કેમ થાય છે?

(ચુપકી).

હૃદય જાણવાનો મને અધિકાર નથી?

હૃદય જાણવાનો તમે અધિકાર રાખો છો?

હા રાખુ છું.

રાખો છો?

હા.

એમ.

મને ઉત્તર આપો.

હૃદય જાણવાના અધિકારી ક્યાંથી થયા?

તમે જુઓ ત્યારથી થયો.

હું તો કાંઈ જોતી નથી.

જરા દીર્ઘ દ્રષ્ટીથી જુઓ.

જોયું.

કેમ !

કાંઈ જોતી નથી.

જ્ઞાન દૃષ્ટીથી જુઓ એટલે તરત અંતરમાં ઉતરશે.

જોયું.

કેમ.

મારૂં કાંઈ નથી.

પ્રેમ દૃષ્ટીથી જુઓ એટલે જણાશે.

જોઉછું.

કેમ ?

જોવાતું નથી, આંખે ઝાંઝવા વળી જાય છે.

ઝાંઝવા કેમ વળે છે ?

મારી આંખમાં ચૈતન્ય નથી; હમણાંથી જરા જરા ઝાંખવળે છે.

ચૈતન્ય કયાં ગયું ?

મંદવાડમાં નાશ પામ્યું.

તમને કયારે મંદવાડ થયો હતો ?

હમણાંજ થઈ ગયો.

શાથી થયો.

હૃદય સમાગમના મિષ્ટાન વધારે ખાવામાં, આવ્યાં અને તેથી અજીર્ણ થઈ પ્રેમજ્વર આવ્યો.

હેં પ્રેમજ્વર શારીતે આવ્યો ?

સ્નેહનું પુષ્કળ અજીર્ણ થઈ ગયું એટલે વિકાર વધી ગયો.

હવે કેમ છે ?

અશક્તિ છે. નબળાઈ છે. ચક્ષુમાં ચૈતન્યની ખામી રહે છે.

ત્યારે ચૈતન્ય પ્રાપ્ત થાય એવી શક્તિની ઔષધી ખાઓ.

એવી મોંઘી પ્રેમમાત્રા ખવરાવનાર નિપુણ વૈદ જડતો નથી.

વૈદતો ઘણા છે; પણ તમે પૈસા ખરચતાં સંકોચ ખાતા હશો ?

ત્યારે તમે પ્રેમ માત્રા લાવી આપો; તમે કહો તેટલા પૈસા હું તમને પ્રથમથીજ આપું, પછી કાંઈ ?

તમારે કેવી માત્રા જોઈએ છે ?

" પ્રેમમાત્રા અજબ ગુણકાર,
ત્રિવિધી તાપને હરનાર;
સદા શાંતી દીલે કરનાર,
રગે રગમાં ચેતન ભરનાર;
હોયે સ્વાદે મીઠી સુખકાર,
ખાતાં બગડે ન મુખ લગાર;
પાણીથી નહીં જરા ફુટનાર,
સ્વારથના ઘેન નહીં મુકનાર;
અજબ શક્તિ દીલે ભરનાર,
સુંદર કાયા કુંદન કરનાર;
લાવો માત્રા સુખદ આવાર,
સદા માનીશ હું ઉપકાર. "

જો માત્રા આપવાની ઈચ્છા હોયતો હમણાં કહી તેવી આપો.

પણ તમારે તેને યોગ્ય અનુપાનમાં ખાવી પડશે.

ખુશીથી.

લ્યો આ પ્રેમમાત્રા આપુંછું, હું કહું તે પ્રમાણે ખાઈ જાણજો.

કહો.

સાંભળો—" વિમળ હૃદયના મધુ મહી, લ્યો ધૃત પુનિત વ્યવહાર,
એ ઉત્તમ અનુપાનમાં, થશે દવા ગુણકાર.

વારૂ આ માત્રાથી મારૂ દુઃખ તરત દુર થશે ?

હા.

ગરમી કરશે નહીં. મારી પ્રકૃતી ઘણી ગરમ છે.

તેથીજ તમારૂ હૃદય ધબક ધબક થયા કરે છે કેમ ?

હા મારા અંતરમાં ગરમી ઘણી છે.

એટલે.

અગનથી લોહી તપી જાય છે અને ઉછળે છે.

શાની ગરમી છે ?

મારા અંતરનો પ્રેમ મારા હૃદયમાંથી બહાર નીકળવાને પ્રયત્ન કરે છે.

ત્યારે કાઢો.

કાઢું.

હા.

ઓ મારા પ્રેમી હૃદય ! મારા હૃદયનો પ્રેમ તું તારામાં ઝીલજે," કહીને દેવી એકદમ મનહરની કોટે બાઝી પડવા ગઈ; મનહર એકદમ કોચપરથી ખસી ગયો;

" અરે હાં હાં ગજબ શો ?

દગો, દગો, કપટ, કપટ.

અરે આશું કરો છો ?

મને દગો દીધો.

કોણે ?

તમે !

શી રીતે ?

મારા હ્રદયના પ્રેમનો તિરસ્કાર કર્યો. મને કુવામાં ઉતારી વ-રત વાઢયું !

કયારે ?

હમણાં.

ના.

ના શું હા.

કેવી રીતે ?

મને તરછોડી

અરે આશું ?

તમે કેમ ખસી ગયા.

હ્રદયના ભારથી.

વચન તોડયું.

નથી તોડયું.

ત્યારે મારા પ્રેમનો સત્કાર કરો.

તમારા પ્રેમનો સત્કારજ છે.

મને પ્રેમને પથે દોરો.

એ વાટો તો વસમી છે.

ભલે રહી.

બહુ દુઃખી થશો. સાપે છછુંદર ગળ્યા જેવો ઘાટ થશે. ગળા-શે પણ નહીં અને છોડાશે પણ નહીં. પસ્તાશો. સમજી જાઓ.

હું સમજીછું.

શું સમજ્યાછો.

પ્રેમના પંથની મુશ્કેલી !

કહો જોઇએ.

સાંભળો–" ન્યારો છે સહુ પંથથી પ્રેમ પંથ અભિરામ,

જપ તપની ભાવટવિના મનવાંચ્છિત મળેધામ.

આહો તમે તો મનવાંચ્છીત ધામમાં જવાસારૂ પ્રયત્ન કરતા હશો કેમ ?

હાજી !

પ્રેમપંથના જ્ઞાની સંતોને પૂછીઆવો કે પ્રેમપંથમાં કેવું સુખછે ?

મારે પૂછવાની કાંઈ જરૂર નથી. તમે પૂછીઆવો.

મેંતો પૂછ્યું છે !

શું જાણ્યું મને કહો જોઇએ ?

લ્યો શ્રવણકરો–" પ્રેમપંથના જ્ઞાની સંત પણ કદીએ પામ્યા ન પાર,

સ્વર્ગમૃત્યુ પાતાળ સર્વેમાં પ્રેમની તડામાર;

પ્રેમપાર્થિવના રાજ્યમાં આજે કોણ પાન્થ ટકનાર,

રૂદ્ર ચંદ્ર ઇંદ્ર વિધી પ્રસાયા અલ્પ ઉભો શું રહેનાર,

પ્રેમ પ્રવાહની ખરી મજાતો પ્રેમીપાન્થ જાણનાર,

વિરલા વસે છે વસુધામાં આજે પ્રેમ ભેખ ધરનાર;

પ્રેમ વૈરાગ્યનું ભાન પ્રેમીને થાય તો બ્રહ્મ મળનાર,

જડ હૃદયમાં ચૈતન્યરૂપે સત્ય પ્રેમ રમનાર;

પરમ કસોટી પ્રેમીની પ્રગટ પ્રેમ કરનાર,

સત્ય તરેજો પ્રેમમાં તો પ્રેમી તરનાર. "

મારી માગણી કબૂલ રાખો.

બોલો.

મને તમારા હ્રદયની અધિકારી કરો. તમારા જીગરના પ્રેમનું મને દાન કરો,

હવે ઘણું થયું, કેમકે–" જો ન દેખાથા વોહ સબ કીસ્મતમેં તેરે દેખા,
દેખીએ અઓર દીખાતી હય, હમે કીસ્મત કયા."

જે ધારી પણ ન શકાશ અને જોએલુંએ નહીં એ સૌ તમારા પ્રેમમાં જોયું. હવે જોઉંછું કે કીસ્મત બીજું શું દેખાડે છે?

મેં પણ સઘળું જોયું છે–" અય ફલક જોજો દીખાઈ દેખલી,
વસ્લભી દેખા જુદાઈ દેખલી."

ઓ ફરતા આસમાન તેં જે જે સુખ દુખ દેખાડ્યા તે જોયાં: સ્નેહીનો મેળાપ અને તેની ફરી જુદાઈ સઘળું જોયું.

હુંતો હવે હાથ જોડી એટલુંજ માગુંછું કે

"માંગત ભિક્ષા નેહકી, જોલી પલક પસાર,
તેરી જોગન યે ખડી કર ઇનકા સત્કાર."

આંખની પાપણરૂપી ઝોળી પસારી પ્રેમની ભિક્ષા માગનારી આ તમારી જોગણ ઉભી રહી છે, તેનો સત્કાર કરો.

તમે પ્રેમને સાચવી રાખશો?

સાચા જીગરથી!

પ્રેમ રત્નને અખંડીત જીવન પર્યન્ત જાળવી રાખશો?

મન કુંદનની દાબડીમાં પ્રેમરત્નને મુકી મારી હ્રદય ત્રીજોરીમાં જાળવી રાખીશ.

જોજો.

જરૂર.

જાઓ આજથી હું મારૂ પ્રેમરત્ન તમને બક્ષીસ કરૂંછું.

આભારી કરી. હું પણ મારૂ મનમોતી તમને નજરાણો કરૂંછું.

ઉપકારની સાથે સ્વિકારૂંછું.

મનમોતી સાચવજો.

પ્રેમરત્નને જાળવજો.

વિશ્વાધાર તારો ઉપકાર માનુંછું.

લક્ષ્મીપતિ તારી લીલા અકળ છે.

આજે પ્રેમરત્ન આપી હૃદયની અધિકારી કરી. આભારી કરી!

પ્રેમને નભાવી રાખજો.

ખુશીથી!

નભાવવામાં પ્રેમીના હૃદયની ખુબી રહેલી છે.

એ ખુબી હું સમજુંછું.

શું સમજયા?

આજથી આ અવનીમાં મનહરલાલ સિવાય મારે સર્વ જણા ભાઈ બાપ છે, તમારા સુખે સુખી અને દુઃખે દુઃખ આ દેવી છે. આ દેવી આજથી મનહરની છે તે પ્રાણ જતાંસુધી પણ પણ બીજાની થશે નહીં.

કેમ હવે કાંઈ?

તમારી કૃપા!

હવે એકવાર મારી દેવી કહો.

મારી મધુરી દેવી, મારી મનહરણી દેવી! મારી જીવનદોરી દેવી!

વાહ વાહ આજે મને કૃતાર્થ કરી! મારા મનના મણી આજથી દેવીનું મુસ્તક આપના ખોળે છે. હવે દુનિયાની દરકાર, માબાપની આમન્યા, અને લૌકીક લજ્જાની તલમાત્ર પણ પરવા મનહરને વારતે

આ દેવી શોભશે નહીં. આજે દેવીના ભાગ્યનો ઉદય થયો છે. તેના પૂર્વનું પૂન્ય કાંક આડે આવ્યું છે; કુદરતે અલૌકીક કરૂણા કરી છે. આજે આ દુનિયાના તાપથી બળતી ચંદ્રીકા ચંદ્રરાજમાં મળી જઈ શાંતી પામશે." કહીને દેવી જેમ ચપળા ચમકારો મારી મેઘમાં સમાઈ જાય, માંછલી કુદકારો મારી જળમાં ડુબીજાય તેમ કુદીને મનહરની કોટે બાઝી પડી! મનહરમાં મળીગઈ! જીવનમાં જીવન મળ્યું, પ્રેમમાં પ્રેમ મળ્યો, અને ચૈતન્યમાં ચૈતન્ય મળી તેજનો અપૂર્વ પ્રકાશ સ્થુલ શરીરમાં ઝળાહળી રહ્યો.





## પ્રકરણ ૬ ઠું.

# જડીબાનો કોપ.

### દોહરો.

વાડગળે ચિભડા થતાં ફળને વૃક્ષજ ખાય,
માતા મારે બાળને પ્રજા લુંટીલે રાય.

દયાના સાગર થઇ દયાહીન કાર્ય કરી પછી પ્રસંગો-પાત દયા બતાવતાં જગતમાં દયા દીપતી નથી, પ્રેમના પોષક થઇ પ્રેમનો તિરસ્કાર કરી પછી પ્રસંગોપાત પ્રેમ દર્શાવતા જગતમાં પ્રેમ વગોવાય છે, લક્ષ્મીથી લક્ષ્મીવાન થઇ કંજુસાઇ કાર્ય કરી પછી પ્રસંગોપાત લક્ષ્મી વાપરતા જગતમાં લક્ષ્મીની ગણના થતી નથી, તેમ કન્યાના ગળા ઉપર છરી મુકી પછી પ્રસંગોપાત કન્યાને પ્રીતિ બતાવતા જગતમાં તિરસ્કારને પાત્ર થવાય છે.

પત્થર પુજે ગણી દેવને બાધા કરે મનમાનતી,
અર્પણ કરે તન ધન પ્રિતે પામવાને સંતતી;

**દોહ્યલા દુઃખો ખમી લાડે ઉછેરે લાડકી,**
**વિઘ્નો રૂપી લગ્નો કરી કન્યાને મારે તાડકી.**



આજે દેવીપર દુઃખનો વરસાદ વરસે છે. શેઠાણી જડીબા દેવીપર આજે ખુબ કોપાયમાન થઈ ગયાં છે. દેવી ઉપરથી શેઠાણીનો દૈવી પ્રેમ આજે ઉડી ગયો છે. આજે શેઠાણીની લાડકી દેવી શેઠાણીને દીઠી ગમતી નથી, શેઠાણી આજે ગુસ્સાથી રાતાચોળ થઈ ગયાં છે; કંપાયમાન થઈ રહ્યાં છે, આંખોમાં ક્રોધ તરી આવ્યો છે, મોઢુ લાલચોળ થઈ ગયું છે. જેમ એક વાઘણ નિર્દોષ બકરીના બચ્ચાંને ફાડી ખાવાને તૈયારી કરતી હોય તેમ શેઠાણી દેવીપર ડોળા કાતરી રહ્યાં છે. ઉંદરડીના બચ્ચાંને ગળવા નાગણ લાગ તપાસી ટાપી રહી હોય તેમ દેવીને ગળવાને માટે જડીબા ડોલી રહ્યાં છે. નિરપ ગરીબ સુકુમારદેવી શેઠાણી સમક્ષ ગભરાતી ઉભી રહી છે; આજે દીલગીરી ભર્યો દેખાવ બંગલામાં થઈ રહ્યો છે. આંખોમાંથી ઝેરવેર વરસી રહ્યા છે, એકદમ તાડુકો કરી વાઘણ ફાળ મારે તેમ શેઠાણી જડીબા ક્રોધાયમાન થઈ દેવી પ્રત્યે કકળી ઉઠયા,

“ અલી દેવલી, આજે સાસરે જવું છે કે નહીં ? ”

આનો જવાબ આપ્યો નહીં; દેવી આ વખતે મનમાં કાંઈ જુદાજ તર્ક બાંધતી હતી. તેનું મગજ આજે ચગડોળે ચઢયું હતું, અત્યારે તેના મગજમાં **ગોરમાના ગરબાની** કડીઓની ધુન ઉછળતી હતી.

"ગોરમા મુરખડો ભરથાર આપ્યો શું મનેરે લોલ,
ગોરમા છુટી પડ્યો અવતાર કે શું કહું હું તનેરે લોલ;
ગોરમા રણ સંબંધી મુજ તાત કે મા મારી પાપણી રે લોલ,
ગોરમા સંસાર કીધો સરપકે સેજે થઈ સાપણીરે લોલ;
ગોરમા સહુને મન દીવાળી કે મારે મન હુતાસણી રે લોલ,
ગોરમા મારા કરમના ભોગ કે હું નિસાસણી રે લોલ."

કેમ અલી સાંભળતી નથી?

સાંભળું છું.

ત્યારે સાસરે જવું છે કે નહીં?

ના!

હે શું બોલી?

ચોખ્ખી ના.

તને ભણાવી ગણાવી લાડ પાનથી હુલાવી ખવરાવી પીવરાવી ઉછેરી મોટી કરી તેના આ પરિણામ?

હા.

જરા શરમા, ચપ ચપ સામુ બોલતા વિચાર કર, મારૂં બધું છુટી પડ્યું.

છુટી પડેલુંજ છે.

જરાલાજ!

માવિતર થઈ તમને લાજ ના આવી તો પછી મને કયાંથી આવે? ભણાવી ગણાવી પાળી પોષી મોટી કરી તે શું જીવતી બાળવાને માટે? હુલાવી ફુલાવી બા બા કહી લાડપાનમાં ઉછેરી તે શું ગળાપર છરી મુકવાને માટે?

આ તું શું બોલે છે?

તમારા કરેલા કર્મો કહી બતાવું છું. આર્ય સંસારમાં કન્યાઓના માબાપને ફાવે તેમ સ્વાર્થ સાધવા, કાળા ધોળા કરવાનું રહ્યું છે, અને પામર બિચારી કન્યાઓને કહેવાનું રહ્યું છે, મનમા બળવાનું રહ્યું છે; અને ખુણે ભરાઈ આંસુ પાડવાનું રહ્યું છે.

દેવી, મને આવી ખબર નહોતી કે તું આવી નીવડીશ?

બા, મને પણ તમારી આવી ખબર નહોતી કે દેવીને એક ઝૂંડીઆ કુવામાં નાંખશો; જે કામ કોળી, નાળી, વાઘરી અને હલકા કોમો કરતી નથી, ને તમે ઉંચ જ્ઞાતીના થઇને કર્યું છે જરા શરમાઓ! પોતાના બચ્ચાંઓની પંખીઓ પણ દરકાર રાખે છે તો તમે માણસ જાત થઇ બચ્ચાંઓને જીવતાં સળગાવો છો? શરમ! શરમ! શરમ!

દેવી, આ તારૂં ડહાપણ?

માતુશ્રી **શોકયની શૂળી** ઉપર એક ગરીબડી છોકરીને વીંધવાનું એક માતાનું ડાહપણ ચાલે તો શળી ઉપર વીંધાતા વિંધાતા બરાડા પાડવાનું છોકરીનું ડાહપણ કેમ ન ચાલે?

અલી, આખરે તું હદ બહાર ગઈ!

માતા જ્યારે હદ બહાર જતી રહી તો દીકરી કેમ ન જાય? છતે પૈસે, છતે કુળે અને છતા કુલીનવરે પાપીયોની પ્રપંચ જાળમાં ફસાઇજઈ કાગડાની કોટે મોતીનીમાળા બાંધી, લાકડે માંકડુ જોડયું, તે વખત દીકરીના પ્રેમની હદ કયાં ગઈ હતી?

દેવીતું હવે ચળીગઇ!

કન્યાના અખંડ અને અચળ પ્રેમપરથી માતા નજીવા કારણસર ચળીગયા અને પ્રેમનો ત્યાગ કરી કન્યાને દાવાનળ ધગધગતા અંગારાના

ઢગલામાં નાંખી ત્યારે કન્યા બિચારી માત્ર પ્રેમના કુંદનથી અગ્નિમાં વધારે વિશુદ્ધ રહી આંસુ ગાળતી રહી ! તમે જ્યારે ચળીગયાં ત્યારે હું કેમ છળી ન જાઉં ?

દેવી, તારે વાસ્તે મારે લાંબો વિચાર કરવો પડશે.

લાંબો વિચાર કરીનેજ દેવીને ગરદન મારી છે. હવે શું વિચારવાનુ છે ? જો કાંઇ બાકી રહ્યુ હોય તો ભોગવવાને આ પામર પંખાણી તૈયાર છે ?

તું પામર પંખીણી કેમ ?

હાજતો ! પામર પંખીણીને સ્વાર્થના દાણા વેરી જાળમાં ફસાવી દીધી, બાંધી દીધી, રૂંધી દીધી, જકડી દીધી અને કાળને સ્વાધિન કરી દીધી !

અલી બોલતાં વિચાર કર !

હુંતો વિચારીને બોલુંછું. હવે શું કામ મને જીવતી સળગાવો છો ? ઘડીભરતો ઠરવા દો. પળ વારતો વિશ્રાન્તી આપો ! કામધેનુને કસાઇને ઘેર બાંધી હવે શું કામ કામધેનુને ગરદન મારોછો ? જે કરવાનું હતું તે કરી ચૂકયા, જે ભરવાનું હતું તે ભરી ચૂકયા, અને જે હરવાનું હતું તે તમામ હરી ચૂકયા હવે તો મારો કેડો મુકો ?

હું તને શું છુંદુ છું ? હુંતો કહુંછું કે તું સાસરે જા.

હવે છુંદવાનું બાકી રહ્યું હોયતો છુંદો.

તો ઓ મૂર્ખ સાસરે જા. શું કામ મારો જીવ લેછે ?

હવે જો જીવલેવો બાકી રહ્યો હોયતો જીવ લઇને છુટકો કરો. હું સાસરે મારો પ્રાણ જશે તો પણ જઇશ નહી.

દેવી આમ તારા બાપની આબરૂ ના વધે.

હા, બાપની આબરૂ શોકય ઉપર દીકરીઓ આપવાથી વધે છે. દીકરીઓના રૂદન કરવાથી વધતી નથી; પણ સ્વાર્થ સાધી નાણાની કોથળીઓ પટારામાં મુકતા આબરૂ વધે છે. જરા લાજો, લાજો આબરૂની દરકાર હોતતો દેવીને શોકય ઉપર દેતજ નહીં. તમારે આબરૂ છે કયાં ? જો આબરૂ હોત તો આવો અનાચાર કદી કરત નહી ! બાપની આબરૂ નાણાની કોથળીઓ સારૂ કુળના બજારમાં ઘરાણે મુકી છે તે દીકરીઓને વટાવી વટાવી છોડાવી લાવો જાઓ ! આજકાલ જમાનામાં તમારા જેવા ધનવાનો પાસે દીકરીની હુંડીઓજ વટાવવાની બાકી રહી છે. કુળના બજારમાં જઈ શોકયના સરાફની દુકાનેજઈ દીકરીઓ વટાવી તમારા પાપી પેટ ઠંડા કરો.

દેવી ઝાઝુ ના બોલ. હું જાણું છું કે તું બાપદાદાના નામને બટ્ટો લગાડવાની છે.

બટ્ટો તો લાગી ચુક્યો છે. હવે કેવો લગાડવાનો બાકી રહ્યો છે. જ્યારથી મનહરલાલ સાથેનો વિવાહ તોડીને રદ કર્યો છે ત્યારથીજ તમારી અક્કલ જણાઈ આવી છે. દુનિયાએ તમારા ડહાપણુનો ખ્યાલ કરી લીધો છે. આખી આપણી કોમમાં તમારા જેવું પાપનું પગલું કોઇએ ભર્યું નથી. તમે આજે પહેલ કરી કરેલો વિવાહ તોડી નાંખી મન માનતું કર્યું છે. જ્યારથી નાણાની કોથળી પટારામાં ઘાલી, અને કન્યા હુંડીનો કુળના બજારમાં વટાવ થયો ત્યારથી બટ્ટો તો લાગી ચુક્યો છે. તમારા જેવા કન્યાધન ઉપર તાગડધીના કરનારાને વાસ્તે ડાહ્યાભાઈ ઝવેરી કહી ગયા છે તે બરાબર છે.

" જુગતી રે જોડી જે જન બાંધે,
પુન્ય અલોકીક તે નર સાધે

બાંધે પુન્ય જગમાં વાધરે વડાઈ
બેટી દેતી આશિષ હૈયે હરખાઈ
કન્યા દેવી દેવી વિચારી. ”

સમજ્યા ! તમારા જેવા માવિતરોને અને તેમાં એ છોડીઓની માતાઓને તો ઉપરનું કાવ્ય હ્રદયમાં કોતરી રાખવાનું છે.

એતો કોતરી રાખ્યું છે. જ્યાં છોડીઓના નસીબ હોય ત્યાં જાય ! એમાં માવીતર કરે શું ? દુનિયાતો દોરંગી છે; ઘડીકમાં આમ કહે ને ઘડીકમાં તેમ કહે.

છોડીઓના નસીબની દોરી માતાઓમાં હાથમાં રહેલી છે. દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય ! તેમને દુભવનાર દુનિયામાં કોઈ સુખી થયું નથી.

“ લાકડે માંકડું જે જન સાંધે,
પાપીઆ પાપનું લગડુ રે લાધે,
પાપ પોટ ભરે એ પામર કસાઈ
કીડા પડી રીબી રીબી મરે પસ્તાઇ. ”

માટે જરા પ્રભુને ખાતર, તમારા પેટના કીડાની ખાતર દયા લાવો.

ત્યારે તું સાસરે નહીં જાય ?

ચોખ્ખી ના.

તું શું કરીશ ?

પીયર મંદીરમાં રહી મનહર પ્રભુનું ભજન કરીશ.

બોલતા જરા લાજ લાજ !

મારા મનહર ઘનશામનું રાધાની માફક ભજન કરીશ, અને અન્તે મનહરમાં મળી જઇશ.

તું તો વંઠી ગઇ,

જેમ કહો તેમ.

તારૂ આવું ડહાપણુ ?

જેમ ગણો તેમ.

તું તારે ફાવે તેમ બોલ, ફાવે તેમ કર, ફાવે તેમ ચાળા ચેટક કર પણ આજે તને સાસરે મોકલ્યા સિવાય હું રહેનાર નથી.

એતો હું સારી પેઠે જાણું છુ કે તમે જ્યારે મારા પ્રાણનું બળીદાન લેશો ત્યારેજ જંપીને બેશશો. કન્યાઓના કુંવારા લોહીનું બળીદાન આ સંસારમાં કન્યાની જનનીદેવી જ્યારે લે છે ત્યારે તે જંપીને રહે છે, અને કન્યાના પરણેલા લોહીનું બળીદાન જ્યારે સાસુ માતા અને નણંદ શક્તિ લે છે ત્યારેજ કન્યાને મુએ મોક્ષ ગતિ મળે છે. સાસુ માતા અને જણેતર માતા જ્યાં સુધી કન્યાના લોહીનું બળીદાન લેતી નથી ત્યાં સુધી કન્યાને મોક્ષ મળતોજ નથી, માટે મારા માતાજી મારા લોહીનું ખુશીથી પાન કરો.

દેવી આનું પરિણામ સારૂ નહીં આવે.

શોકયની શળી ઉપર વીંધી, મૂર્ખા સાથે પાનું પડયું, અને ન કહેવાના વચનો તમે મને માતા થઇને કહ્યા ! હવે આથી કેવું પરિણામ લાવવાનું બાકી રહ્યું છે ?

દેવી હવેથી તું મારા પ્રેમની અધીકારી થઇશ નહીં.

અધિકાર દીવસે દિવસે સ્વાર્થના ઉમેદવારો નષ્ટ કરે છે; હવે મને તેની પરવા નથી.

દેવી મારી પુંજીમાંથી એક પાઇ પણ તને નહીં મળે.

સીતાજીને વનમાં વિચરતા જનક રાજાનો વૈભવ શા કામમાં આવ્યો હતો ? દમયંતીને વનમાં અરધુ વસ્ત્ર પહેરીને રખડતા ભિમકરાજાની

સાબ્બી શા ઉપયોગમાં આવી હતી? સત્યવાનની સાથે વનમાં રહેતા સાવિત્રીને તેના પિતાની પહેરામણી શા ઉપયોગમાં આવી હતી? વિ-રાટરાજાને ત્યાં બરદાસ ઉઠાવતા દ્રુપદરાજાની મીલકત દ્રૌપદીને શા-કામમાં આવી હતી? રોહીતાશ્વનો અગ્નિ સંસ્કાર કરવાને વાસ્તે હરિ-શ્ચંદ્રની રાણી તારામતિને તેના બાપની મીલકત મસાણ કરને વાસ્તે તદન નકામો થઈ પડી હતી; તેમ તમારી પુંજીની પાઇ મારા શા ઉ-પયોગમાં આવશે તે વિધાતાએ હજુ નિર્માણ કર્યું નથી. તમારી પા-ઇની મારે તલમાત્ર પણ પરવા નથી.

અરે કર્મવાદી છોકરી તારી બુરી દશા થશે.

હા મને ખાત્રી થાય છે કે મારી બુરી દશા થશે.

હું તને છેલ્લીવાર કહું છું કે તું એકદમ સાસરે જા.

આ પ્રાણ જશે પણ જાઇશ નહીં.

યાદ રાખજે! તને મારા બંગલામાંથી કાઢી મુકીશ.

વાહ માતા વાહ! આજ વચનની હું વાટ જોતી હતી, પણ અત્યારે પ્રભુએ મારા થઇ તમારી પાસેથી બોલ કઢાવરાવ્યો છે. હવે હું છયોક તમારી આજ્ઞા માથે ચડાવું છું. માતાજી! આ પહેરેલે સાલ્લેજ હું આજે ચાલી નીકળુ છું, મારૂ બોલ્યું ચાલ્યું માફ કરજો.

હે વિશ્વાધાર! પાપી માતાને પનારે પડેલી ગરીબડી દેવી હવે તારા આધારમાં આવે છે. હે મનહર પ્રભુ! કસાઇને ઘેર બંધાએલી કામધેનુ કન્યા તમારા આશ્રય તળે આવે છે તેનો બચાવ કરજો. હે અનાથના નાથ, નોધારાના આધાર દયાહિન માબાપે તજી દીધેલી નો-ધારી બાળકી જેને હવે ઉપર આભ અને તળે અવની છે તે પામર કન્યા તમારા શરણે આવે છે તેનો નિભાવ કરજો. હે કુલીન માબાપો

તમે કન્યાઓને કેવળ કર્મ ઉપર રાખી આ વિશ્વ વગડામાં અધવચ રઝળતી મુકો છો પ્રભુ તમારૂં કલ્યાણ કરે.

આર્ય સંસારની નિરાધાર ગરીબડી પામર કન્યાઓ હવે આ ભવમાં કાંક પુન્ય કરી લ્યો; અને આ ન્યાતમાં કોઇ વખત અવતાર માગશો નહીં. તમારી વ્હારે ચઢનાર કીરતાર સિવાય બીજું કોઇ નથી. તમારા વડીલો, માબાપો એ તમારા વડીલો નથી પણ જમાનાના કસાઇઓ છે; દીકરી મુડીનું વ્યાજ ખાનારા કરમકુટીઆ કાંધીઆઓ છે. તમને પાળી પોષીને ઉછેરે છે તે વાત્સલ્ય પ્રેમને વાસ્તે નહીં પણ સ્વાર્થે કન્યા ધનને વાસ્તે ઉછેરે છે. કોમળ કન્યાઓ! પામર પંખીણીઓ! ગરીબડી ગાવલીઓ, નિરાધાર મૃગલીઓ હવે તમારે લગ્ન દુઃખમાંથી છુટવાને વાસ્તે પ્રભુ પ્રાર્થના સિવાય બીજો એકે પંથ નથી. અલેતી અબળાઓ! જો તમે મારી પેઠે દુઃખમાં રીબાતી હો અને સુડી વચ્ચે સોપારી જેવો ઘાટ થયો હોય તો સંસારનો ત્યાગ કરી કમળાપતિ કેશવનું કીરતન કરો, માયા પતિ માધવનું સેવન કરો" કહીને દેવી પહેરેલે લૂગડે પાણીના રેલાની માફક બંગલામાંથી બહાર નીકળી પડી. શેઠાણી જડીબા કોપને કોપમાં દેવીની પીઠ ભણી જોઇ રહ્યાં. દેવી બંગલો છોડી બહાર નીકળી એક વૃક્ષ આગળ આવી કાંક વિચારમાં પડી આકાશ ભણી જોયું; આંખમાંથી ટપક ટપક આંસુ નિકળવા લાગ્યા. હાથ જોડયા, શ્રાવણ ભાદરવો નેત્રમાં ચાલુ થઇ ગયો; શરીર કંપવા લાગ્યું, ડુમો ભરાઈ આવ્યો; ડસકા ખાતી ખાતી આકાશભણી જોઇ બોલવા લાગી, "હે મનહર નાથ! હવે આ નોધારબાળા તમારા આશરા તળે આવે છે. જીવ, જીવ હવે કયાં જવું? ચાલ મનહરલાલના ધામ ભણી જાઉં! એ મને આ વિશ્વમાં સંઘરનાર છે, એજ આખા જગતમાં મારો છે;

એ સિવાય મારૂં કોઇ નથી, માતા બદલાઇ ગઇ! પિતા નાની મુકી સ્વર્ગે ગયા, બેન રિપુ બની અને દેવી એકલી રહી! દેવી, દેવી શાંત યા ધીરજ ધર, તું આવી છેએ એકલી અને જવાની છેએ એકલી, માટે વિભુપર વિશ્વાસ રાખ્ય અને તારા મનના મોહન મનહરના આશરા તળે જા." આવા હૃદય દ્રાવક ઉદ્‌ગાર કાઢી દેવી મનહરના ધામ ભણી જવા લાગી! શેઠાણી વિચારમાંને વિચારમાં, ગુસ્સામાંને ગુસ્સામાં દીગમુઢ બની જે દેવીને નિહાળતા હતા તેમના મગજમાં એકાએક વિચારનો વંટોળીઓ આવ્યો, દેવીના હૃદયભેદક શબ્દો સાંભળી તેમના હૃદયમાં કાંક અસર થઇ, રખેને મારી દેવી આત્મ ઘાત કરશે; કુવો હવાડો કરશે અથવા વિષ પાન કરશે; કાંતો કંઠ પાસ કરી જીવન મુક્ત થશે તો હું એકલી અભાગણી શું કરીશ? આવી ભિતીએ શેઠાણીના મનપર જાદુઇ અસર કરી.

વાછડાની પાછળ જેમ ગાય દોડે તેમ દેવી પાછળ પ્રેમમાંને પ્રેમમાં પરવશ થઇ જડીબા ધસમસ્યા દોડયા. થોડીવાર થઇ નહિ તેટલામાં દેવીને પકડી પાડી અને તેનો હાથ ઝાલી લીધોને કહેવા લાગ્યા,

"દેવી, દેવી, મારી જીવન મણી દેવી પાછીવળ." કહી ગભરાઇ ગયા, રોઇ ગયા, શ્વાસ ભરાઇ આવ્યો, હાંફવા લગ્યા, અને દેવીનો હાથ ઝાલી ખેંચવા લાગ્યા.

"મુકો, મુકો મારો હાથ મુકો. મારૂ આ વિશ્વમાં કોઇ નથી.

ભુલી, ભુલી દેવી હું ભુલી. મને મારા પાપનો પશ્ચાતાપ થાય છે, દીકરી પાછીવળ, મારૂ બોલ્યુ ચાલ્યુ કાંઇ મનમાં લાવીશ નહીં.

મુકો, મુકો મારો હાથ મુકો, મારે હવે સંસારમાં રહેવાની મરજીજ નથી.

એ મારી લાડકી હું ભુલી, હવેથી હું તને એક શબ્દ પણ કહીશ નહીં.

બા બા મને મુકી દો. મારો હાથ છોડો, મને પ્રભુના ધામમાં જવા દો" કહી પરાણે દેવીએ હાથ છોડયો ને ચાલવા લાગી; પછાડી જડીબા પણ પડયા અને તેને બે હાથમાં પકડી લીધી અને છાતી સરસી દાબીને બોલ્યા,

" દીકરી, દીકરી હવે પાછીવળ ! ગઇ ગુજરી જવા દે. ક્ષમાકર; મારી ભુલ થઇ.

એમાં તમારી કાંઇ ભુલ નથી, ભુલ મારા ભાગ્યની છે.

એ મારી લાડકી તારૂ ભાગ્ય ફુટયું છે; ભુલ મારા કાચા કાનની છે.

બા, બા મને જવાદે. હવે બનવાકાળ બની ગઇ, થવાકાળ થઇ ગઇ હવે મને જવા દે.

દેવલી ! મને મારીને જા. પાછીવળ. તું જો નહીં આવે તો હું બંગલાના કુવામાં પડી આત્મ ઘાત કરીશ. બેટા પાછીવળ." કહીને જડીબા દેવીને બાઝી પડયા ! દેવી પણ માતૃ પ્રેમમાં પરવશ થઇ શેઠાણીને ગળે બાઝી પડી, પોક પોક મુકી રડી ડુસકા ખાવા લાગી.

" ખમા, ખમા મારી લાડકી ખમા, હવે હું તને કોઇ વાતે પણ દુભાવીશ નહી" કહીને શેઠાણી દેવીના મોંપર હાથ ફેરવવા લાગ્યા. અન્તે મા દીકરી મનાયા, ગાયને વાછડી હળી મળી ગયા, અને શેઠાણી દેવીનો હાથ ઝાલી પ્રેમથી દોરતા દોરતા બંગલામાં લઇ ગયા.



## પ્રકરણ ૭ મું.

# પૈસાદારની પુત્રી કે રઝળતી કુત્રી.

### દોહરો.

જારે મારે નાથને, પૈસે મારે માત,
લાડે મારે લાડકી છીદ્રે મારે તાત.

પાત્રતા જોયા સિવાય પ્રેમનો અધિકાર આપ્યાથી જગતમાં પ્રેમ કલંકિત થાય છે, હૃદય જોયા સિવાય લક્ષ્મીનો અધિકાર આપ્યાથી જાનનું જોખમ થાય છે, ગુણની પરિક્ષા કર્યા સિવાય લાડલડાવવાથી વિશ્વમા લાડની અવગણન થાય છે અને નિતીનું નિદાન કર્યા સિવાય સ્વતંત્રતા આપવાથી નિતી અનિતી થાય છે.

લાડની લાડકિ લાડમાં નિતમરે રોજ ફરતિ ફરે યાર વાંસે,
કર્મકાળા કરે માત ઉર નવ ધરે ફંદમાં બાળ ખુબ ખ્હેકીજાસે,
લાજ મુકિ ખિંટીએ ચાલતિ ચિઠિએ દેવ મંદિર સરિતાએ જાતિ,
નવ નવા યારને કાઢવા ઘાલવા પ્રેમથી નિત તે માંદિ થાતી.



બપોરના બાર ઉપર ત્રણ વાગ્યાનો સમય છે. થોડાક દીવસથી લીલા પોતાના મનની મુરાદ પાર પાડવા સારૂ માંદગીના સબબનો ડોળ ઘાલી બંગલેથી હવેલીમાં રહેવા સારૂ આવેલી છે. શહેર બહારની હવા પ્રતિકુળ હોવાથી અનુકુળ હવા સારૂ શહેરમાં રહેલી છે. મહારાજ જોડે પ્રીતી ચાલુજ છે, તે દરમ્યાન મી. મીલમાલેક જોડે પણ મંદીરમાંથી ઓળખાણ થઇ દોસ્તી થયેલી છે., તેની જોડે મી. ઝવેરી સાથે પણ પ્રિતી શરૂ થયેલી છે. મનગમતા નવાનવા પ્રેમીઓ સાથે લિલા પ્રેમલીલા ચલાવી રહી છે. બંગલામાં રહીને આટલી બધી છુટ તેનાથી લઇ શકાતી નહોતી; ફક્ત દરશનના નામે મંદીરમાં જઇ ગોકુલ લીલા કરાતી હતી, પણ હાલમાં ઝવેરી અને મીલમાલેક જોડે મન મળવાથી બંગલે રહેવું લીલાને પરવડતું નહોતું. હમણાં તેની ટપાલ પણ પુષ્કળ ચાલતી હતી. પ્રેમપત્રિકાઓ પણ વારંવાર ચાલતી હતી.

શેઠાણી જડીબાએ લીલાની પ્રકૃતિની દેખરેખ તથા દવાદારૂ કરવા સારૂ મુનમ કાળીદાસ અને વડનગરા રસોઇઆ **શિવાને** શહેરમાં રાખ્યા હતા. શહેરમાં લીલા મુનમ કાળીદાસ અને રસોઇઓ શીવો એ ત્રણે જણ રહેતા હતા. જડીબા ત્રીજે ચોથે ત્રીજે ચોથે શહેરમાં આવી લીલાની ખબર કાઢી જતા હતા, અને તે દરમ્યાન લીલાને દરરોજ સાંજના ગાડી મોકલી બંગલે બોલાવી તેનું એકવાર મુખ જોઇને સંતોષ માનતા હતા, આ પ્રમાણે જડીબા મનનું સમાધાન કરી લીલાને મરજી માફક શહેરમાં રહેવા દેતા હતા.

મુનમ કાલીદાસ પણ નામ પ્રમાણે ગુણ ધરાવતો હતો, લીલાએ

પ્રથમ કાલીદાસને સારી પેઠે તાવી જોયો હતો, અને તેના ખાનગી દેવા સારૂ પોતાની એક કંઠી વેચી રૂપીઆ બસેં ખાનગી રીતે આ-પીને મેળવી લીધો હતો. કાલીદાસ લીલાને દેખતો હતો અને લીલા કાલીદાસને દેખતી હતી; જો કે લીલાએ કાલીદાસ જોડે પ્રિતી સબંધ શરૂ કર્યો નહોતો પણ તેને અમુક અમુક ચીઠી લખી આપી ઝવેરી અને મીલ માલેક ને ત્યાં મોકલતી હતી. કાળીદાસ લીલાની લીલા સારી રીતે મનમાં સમજતો હતો પણ દેવાના આભાર તળે દબાવવાથી ચું કે ચ્યાં લીલા સમક્ષ બોલી શકતો નહોતો; જો કે તે સારી રીતે સ-મજતો હતો કે શ્રીમન્તોના ઘરમાં નોકરી કરીને સારા પૈસા પેદા ક-રવા હોયતો શ્રીમન્તોના બાળકોની હાજી હા ભણવી; જે જે કાંઇ કાળા ધોળા કામ બતાવે તે તમામ યુક્તિથી અને ગુપ્ત રીતે ઉમંગથી કરવા. તે વારંવાર નીચેનું કાવ્ય હૃદયમાં રાખીને ચાલતો હતો.

દાસે આજ્ઞાવત અનુસરવું,  
અનુસરવું ડગલું ભરવું,  
બહુજ હઠીલા મોટાના બાળક,  
મરજીને આધીન ફરવું;  
દૂધ કાળુને ધોળા કોયલા  
હાજી હા કરતા ફરવું."

કાલીદાસમાં એક અદ્દભુત ગુણ હતો કે **કાને સાંભળેલી વાત પેટમાં રાખી શકતો હતો**, તેના પેટમાંથી વાત કદી પણ બહાર જતી નહીં; તે લીલાના રૂપ ઉપર મોહ પામ્યો હતો; જો કે લીલા સાથે લીલા કરવાની તેની ઘણી મરજી હતી પણ પ્રસંગ આવે તકનો લાભ લેવો એમ ધારી જે કાંઇ લીલા બતાવે તે કામ ઉમંગથી અને

યુક્તિથી કરતો હતો. લીલા જે જે કાંઈ દવાદારૂ સરસામન કે લુગડા લતા મંગાવતી હતી તેમાંથી સારી પેઠે દલાલી ખાતો હતો; અને સોળ આનાના બાર આના કરી લીલાને રીઝવતો હતો.

વડનગરા રસોઈઆ શીવાને પણ લીલાને વશ કરી લીધો હતો. શીવો ઘરડો હતો પણ કાંક લોભી અને લાલચુ હતો; લીલાએ શીવાની પરિક્ષા લોભમાં અને લાલચમાં નાંખી શીવાને ઝવેરી અને મીલમા-લેકના આવવાને વખતે આઘો પાછો કરી તક સાચવી લેતી હતી, આ પ્રમાણે લીલા મનગમતા પ્રેમી સાથે વાટી પટાવી સમજાવી ફોસલાવી છેતરી ને મોજ માણતી હતી.

ઘડીઆળમાં સવાત્રણ થયા છે; લીલાના પ્રેમી ઝવેરીને આવવાનો વખત થઈ ગયો છે; પણ ઝવેરી આજે આવી શકયો નથી તેથી લીલા અધીરી થઈ ઝવેરીને ચીઠી લખી બોલાવવાના વિચારમાં તલ્લીન થઈ ગઈ છે. તેનો બેસવાનો ઓરડો ઝાકઝમાળ મનહર અને સુન્દર બનાવી દીધો છે. ઓરડા બહાર બીજા હોલમાં કાળીદાસ મુનમને બેસવાનો ખંડ છે; લીલા આ વખતે એક પત્ર લખવાના કામમાં ગુંથાઈ ગઈ છે; તેણે બે ત્રણ કાગળ લખ્યા અને ફાડી નાંખ્યા; છેવટે એક કાગળ બહુ વિચાર કરીને લખ્યો અને પરબીડીઆમાં બીડી કાલીદાસને બોલાવવા સારૂ ઓરડાના ઉમરામાં આવી.

આ વખતે લીલા તરતની જમેલી હતી, હમણા તેના જમવાનું ઠેકાણું નહોતું, કારણ કે સવારમાં ઘણો ખરો વખત તે મન્દીરમાં ગાળતી હતી; અને ત્યાં મીઠા મીઠા નાસ્તા કરી બાર વાગે ઘેર આવતી હતી. જો વખતે ભૂખ લાગતી હતી તો એક વાગે દુધપુરી કરાવીને જમતી હતી. આજે તેને ભૂખ લાગતા દુધપુરી કરાવી હતી; અને ત્રણ

વાગે જમી ઉઠીને પાનસોપારી ખાધી. જરાકવાર પલંગમાં આળોટી; બેઠી થઇ, કાગળ લખ્યો, બીડ્યો અને કાળીદાસને બોલાવવા બહાર આવી. શરીરપર તેણે લીલું-ઝીણું સુન્દર ગવન પહેર્યું હતુ, મોંપર મંદહાસ્ય અને જુવાનીનો ગુલાબી રંગ છવાઇ આવ્યો હતો. પાનના રંગથી તેના અધર રાતાચોળ થએલા હતા; તેનું આખું શરીર પુલકાયમાન થઇ મોહક બની મગમગાટ મારી રહ્યું હતું; તેનું મન આજે રસરાજના તરંગે ચઢી થન થન નાચી રહ્યું હતું. તેના શરીરપર ગવન સિવાય બીજું કાંઇપણ વસ્ત્ર નહોતું. તેનો ચિતાકર્ષક સુન્દર ચોટલો પણ છુટો હતો. તે ઓળવાની તૈયારીમાં હતી પણ ચીઠી આપવા સારૂ રોકાઇ હતી, ઋતુ ગ્રીષ્મ ચાલતી હતી, તાપ સખત પડતો હતો, બારીએ ખસની ટટ્ટીઓ નાંખી ગુલાબજળ છાંટયું હતું અને થોડુંક મોગરાનું અત્તર પાણીમાં મિશ્ર કરી ટટ્ટીએ લગાવ્યું હતું; એક કાચની બારી સ્હેજ અડધી વાસ્યા નવાસ્યા જેવી અધખોલી રાખી હતી, આ પ્રમાણે ઠાઠમાઠ સાથે ઠાઠમાં આવી લીલા કાલીદાસને બોલાવવા આવી.

“ અરે કાળીદાસ.

જી !

આમ આવો.

આવ્યો સાહેબ.

લ્યો આ એક ચીઠ્ઠી લ્યો અને ઝવેરીને ત્યાં જઇ તેમને આપી આવો.

ઝવેરી હમણાં આવશે, તેમના પગલાંજ વાગે છે. સમય થઇ ગયો છે, તૈયારીમાં છે.

આજે તેમના આવવાનો વખત થઇ ગયો છે રોજ બરાબર અઢી ત્રણ વાગતા સુધીમાં આવી જાય છે અને આજ સાડા ત્રણ થવા આવ્યા તોપણ આવ્યા નહીં, માટે ચિન્તા થાય છે લ્યો આ ચીઠી આપી આવો.

હવે ચીઠીઓ આઠ્ઠી લખાય તેમ સારૂં ?" એમ કહીને કાળીદાસે લીલાના હૃદયની લીલા જોવા માંડી.

"કેમ વારૂ.

રોજ રોજ સારૂં નહીં. થોડાસે મીઠા.

એમકેમ !

એમજતો. તમારે કાંઇ પંચાત છે ! મારૂં નાક કપાઇ જાય છે.

છે શું ?

અરે તમારૂં ભલુ થાય, તમે જાણોછો ને પૂછોછો શું ?

પણ છે શું ?

આ છે માં દુનિયા.

અરે ઉંધી તમારી દુનિયા. મારે દુનિયાની શી દરકાર છે; અને તારે એ શી પડી છે ?

કેમવારૂ મારે નહીં ?

અરે તારો વાંકો વાળ કરનાર કોણ છે ? દુનિયા જખ મારે છે. પણ હવે થોડામાં મીઠા.

હવે તું તારે જતો હોય તો જાને. તારે શું કામ બીજી વાતમાં જીવ રાખવો પડે ?

એમજતો.

કેમ ?

તમે તમારૂં મનગમતું કરો. ફાવેતેમ ચાલો, ફાવેતેમ મોજમઝા મારો પણ પાછળથી મારે તમારૂં સાચવવું જોઇએ ને?

હા, તેની મને ખાત્રી છે કે તું મારો છે? તારે જે કાંઈ જોઇએ તે મારીપાસેથી માગીલેવું, પછી કાંઈ?

એતો મને પાકો ભરૂસો છે કે તમે મારા છો?

અલ્યા શું બોલ્યો?

તમે મારા છો.

હેં?

હેં કેમ? તમે કહ્યું કે તુ મારો છે તો તમે મારા નહી?

તુંતો મારો હીતકારી નોકર છે, મુનમ છે એમ કહ્યુ.

ત્યારે મેં પણ એમ કહ્યું કે તમે મારા હિતકારી શુભ હિતચિન્તક વ્હાલાં શેઠાણી છો.

અરે જરા બોલતાં વિચાર કર. રોયા રોજ ઘેલાને ઘેલા રહ્યો.

લીલાબા તમે તો મને બહુજ વ્હાલા લાગો છો હો.

સારૂ હવે જા રોયા જા આ ચીઠી આપી આવ."

આ પ્રમાણે વાતચીત ચાલી રહી છે એટલામાં એકદમ વંટોળીઓ થયો, પવનના જોરથી કાચની બારી ફડાક દેતી ઉઘડી ગઈ અને પવનના ઝપાટે લીલાની છાતીપરનો છેડો ખસી ગયો, છાતી તદન ખુલી થઈ ગઈ, આ તકનો કાલીદાસે લાભ લીધો.

"વાહ વાહ લીલાબા તમારૂં સ્વરૂપ? તમે તો મને બહુ વ્હાલાં લાગો છો" કહીને લીલાની કોટે કાળીઓ બાઝી પડયો, લીલા હાં હાં કરતી તેને છોડવવા ગઈ, પણ કાલીદાસ બાથ મારી બાઝી પડયો; બંને ભોંય ઉપર પડયાં; કુદરતે કાળીઆના કામને ઉશ્કેર્યો; બાથં બાથામાં

લીલાની લજ્જા અને વિવેકનો નાશ થયો; અંતરની હા અને ઉપરની નાનું રમખાણ થયું, આખરે બળકરી લીલા કાલીદાસની બાથમાંથી છટકી ગઈ! છટકતા છટકતા છટકતાં કાલીદાસે લીલાને પકડી લીધી: લીલા ખડખડાટ હસી પડી, હસવાનો મરમ કાલીદાસે સમજી લીધો, અંતે કાળીદાસની કાળાશમાં લીલાની લીલાશ સમાઈ ગઈ! શરમ શરમ શ્રિમન્તની પુત્રી લીલા તને શરમ છે!

શ્રિમન્તોના અવાસમાં છેલ બટાઉ નવયુવાન ગુમાસ્તા મુનમો ચાકરો તથા રસોઈઆઓ અને શ્રિમન્તોની નવયુવાન મોહક લાડઘેલી જુવાનીમાં ફાટી જતી પુત્રીઓ, વહુઓ અને સ્ત્રીઓનો વ્યવહાર હમેશાં આવોને આવોજ ચાલ્યા કરે છે. છાના છપના જાહેર અને ગુપ્ત ગોટાળાઓ મુનમો અને શેઠાણીઓ વચ્ચે ચાલ્યાજ જાય છે. બાંધી મુઠી લાખની! પૈસાદારની શાખ રાખોડી હમેશાં ગુલાલમાં ગણાઈ જાય છે; અને ગરીબોની શાખ ગુલાલ હમેશાં રાખોડીમાં ખપી જાય છે. પૈસાદારની મૂર્ખાઈ હમેશાં ડાહપણજ કહેવાય છે અને ગરીબોનું ડાહપણ હમેશાં મૂર્ખાઈજ કહેવાય છે. શેઠીઆઓની અનિતીને જગત હમેશાં નિતી માને છે; અને ગરીબોની નિતીને હમેશા જગત અનિતીજ માને છે. ગરીબોની ઝુંપડીઓ નીતીની પર્ણકુટીમાં હજાર હજાર આમંત્રણે અને પુષ્કળ માન પાને કોઈ પગ મુકતું નથી, અને શ્રિમન્તોના બંગલા એક અનિતિના અખાડામાં વગર બોલાવે હાડછેડ છતાં ઉમંગથી લોકો જાય છે. ગરીબના બનેવી થતાં ચુંક આવે છે અને શ્રિમંતના સાળા થતાં કંટાળો આવતો નથી. આ શું? જમાનાની તાસીર! દુનિયાના દોરંગ અને કળિયુગની કાળાશ!!

" લે હવે કાલીઆ આ ચીઠ્ઠી આપી આવ.

આ ચાલ્યો સાહેબ" કહી કાળીઓ પોતાના મનની મુરાદ પાર પડવાથી હરખાતો હરખાતો ચીઠી લઈ ઝવેરીના ઘર ભણી ગયો. આજે ઝવેરી ઝવેરાતના કામ સારૂ ઘેરથી નીકળી ગયો હતો. અને કેટલાક ઝવેરાતના સોદા કરી ઝડપબંધ લીલાને ત્યાં આવવા સારૂ ચાલી નીકળ્યો હતો. કાળીઆ અને ઝવેરીના રસ્તા આજે અદલ બદલ થયા હતા. કાળીઆના ગયા પછી લીલા બેઠી થઈ, શરીર સાફ કર્યું; વાળ બાળ ઓળ્યા; નવા નવા વસ્ત્રાલંકારો ધારણ કર્યા અને ઝવેરીની વાટ જોતી હરખમાંને હરખમાં હરખાતી બેઠી આજે તેનો હરખ કાંક જુદાજ પ્રકારનો હતો. વચ્ચે કાલીદાસનો તેને મોટી બીક હતી, તે બીક લીલાએ કાલીદાસને લીલામાં રમાડી ભાગી નાંખી હતી. કાલીદાસ પણ લીલામાં લીન થઈ ગયો હતો. આજે લીલાનો આનંદ માતો નહોતો: એવામાં બારણું ઉઘડયું !

"કોણ ?

કોઈ નહીં.

ઓહો ઝવેરી ?

હા.

કાલીદાસ ભેગા થયા ?

ના.

હું આજે બારોબાર બીજે રસ્તેથી આવું છું.

કેમ વારૂ ?

આજે ઝવેરાતના કેટલાક સોદા કરવાના હતા.

ઓહો ત્યારેતો ખુબ કમાયા હશો.

હા. તમારી મહેરબાનીથી હમારે લીલાલ્હેર છે.

કહો શું કમાયા ?

કમાયાતો ઠીકઠીક પણ લાભમાં આજે પંદરસેની વીંટી મલી.

મને બતાવોતો ખરા.

જુઓ આ રહી, લ્યો.

વીંટી ઘણી સરસ છે.

તમને પસંદ પડી ?

હા. લાવો મને આપો !

તમારીજ છે ને !

ના એમ નહી, હું કીંમત આપી ખરીદ કરૂં. હમણાં જડીબાનો વિચાર એક વીંટી લેવાનો છે, એટલે તમારી વીંટી ઉપયોગમાં આવશે. તમને પૈસા મળશે, અને અમારો મોહ પૂરો પડશે.

બહુસારૂ લ્યો ત્યારે રાખો તમારી પાસે.

કહો આજ કેમ મોડા આવ્યા ?

એતો મેં તમને કહી દીધું.

આજે તમને શિક્ષા કરવી જોઇએ. મને બહુ વાટ જોવરાવી !

ભલે શિક્ષા કરી ખુશી થાઓ.

શિક્ષા એવીતો કરૂં કે ફરી કોઈ દીવસ મોડા આવોજ નહીં.

એવી શી શિક્ષા કરશો ?

બંધન કરીને શિક્ષા કરીશ.

ઠીક ત્યારે બાંધો. વારૂ શેનાથી બાંધશો ?

પ્રેમ પાસથી તમારા હાથ બાંધી નયનનો માર મારી ભુજની બેડી પહેરાવી આલિંગનના કોરડા મારી પ્રિતીના પાંજરામાં પુરી ખુબ રીબાવીશ.

વાહરે મારી મધુરી લીલા, કહી દુરાચારના દરીયામાં ઝવેરી અને લીલા પડ્યા, અને પાપાચાર કરી ભ્રષ્ટ પતિત થયા.

" લ્યો લીલાવતી જાઉંછું.

પધારજો, કાલે આટલાબધા મોડા આવશો નહીં.

ના, ના રોજ મોડુ ન થાય, આતો એકદમ કામ આવી પડ્યું.

એ પધારજો"

ઝવેરી રસ્તે પડ્યા; લીલાસુન્દરી હીરાની વીંટી જોઈ હરખાતી હરખાતી આંગળીએ પહેરી ખુરશીપર બેસી એક પુસ્તક વાંચવા લાગી, પાના પાના થોડા વાંચતી જાય, અને વખતો વખત પ્રેમથી વીંટી જોતી જાય. મુદ્રીકા અને વાંચનના અવલોકનમાં લીલા તદ્‌લીન થઈ ગઈ. વખત ધીમે ધીમે વ્યતિત થયો. સાડાપાંચનો સમય રતા મીલ-માલેક આવી પહોંચ્યા, લીલા આ વખતે વાંચવામાં તદલીનજ હતી. મીલ માલેક બારણું ઉઘાડી છેક પાસે આવી પહોચ્યા ત્યાંસુધી લીલાને ખબર પડી નહીં. લીલાને વાંચતી જોઈ મીલમાલેક છેક પાસે જઈ પાછળથી લીલાની આંખો દબાવી. **કોણ કોણના** પ્રેમોદગાર થયા, પ્રેમથી લીલાનું કમળવદન હાથથી ઉચું કર્યું, ચુંબન કર્યું અધરામૃત રેડી મંદહાસ્ય કરતા લીલાની સમક્ષ એક કોચપર બેઠા.

"વાહરે વરણાગીઆ વરણાગીતો સારી રીતે કરતા આવડી ?

કેમ ?

ઠગાઈ કરતા તો શીખ્યા.

શી ઠગાઈ કરી ?

ઠગાઇ કરી (ઠે) કર્યો.

કહો, કેમ ખુશીમાંતો ખરા ?

આપને જોયે વિશેષ.

રસીલા તમે તો બહુજ તલસાવો છો; તાવી તાવી ને પરવશ કરી તોપણ પાતળીઆ તમે વહેલા પધારતા નથી.

તમારી સેવામાં ને સેવામાં હાજર જ છું ને! કમલિની તમારા પરાગમાં આ ભમરો રસઘેલો થઇને તમનેજ જુએ છે.

જાઓ જાઓ ભમરો તો ભમતી જાત છે. ભ્રમરને કમળ ઘણા છે પણ કમળને ભ્રમર એકજ છે.

રસીલી હું તો તમારાથી જરાપણ ન્યારો નથી. લ્યો ચાલો ફરવા ચાલશો ?

તમને કાંઈ ના પડાશે ?

લ્યો ચાલો !

આજે ક્ષમા કરો. કાલ રાતના જઇશું. પુનમ પણ કાલ છે. ”

આવા વાર્તાલાપમાં લીન થઈ મીલમાલેક અને લીલા મન ગમતું કરવામાં મશગુલ થયા. આખરે મીલ માલેક કુતરાની ચાટમાં વ્યભિચારનું ભોજન ખાઈ રસ્તે પડી ગયા. વાંચકો એક વધુવાર લીલા-પર ધીટકારની નજર કરો. વાંચતા કંટાળી જતા નહિ; કારણકે તમને શ્રિમંતાઇની દુનિયા હજી વધારેવાર બતાવવી છે.

શ્રિમન્તોની સંતતી સદા એવીજ હોય. દુનિયાના તમામ રંગ અને દુરાચારની શાળા શ્રિમન્તોના અવાસોજ છે. ટાપટીપ, ઉડાઉપણું અને સ્વછંદીપણું એ તમામ શ્રિમન્તોની સંતતીમાં છવાઇ રહેલું છે. **પોઝીશન, ફેશન, બ્યુટી, રીયલ જેન્ટલમેનપણું અને વીઝડમ** એ તમામ શ્રીમન્તોના બાળકોમાં સમાઇ રહેલું છે. શ્રિમન્તોની છોકરીઓ સદાએ છોકરવાદી રહે છે. જીવતા સુધી તેમને પીયરજ પ્યારૂ

લાગે છે. સાસરે જતાં તાવ ચઢે છે. વર વેચીને મોજ મારવી એ તેમનો સ્હેજ સરલ નરમ સ્વભાવ થઈ પડયો છે. હદ ઉપરાંત લાડપાન લડાવવાથી, પાણી માગે ત્યારે દુધ આપવાથી અને મનગમતી છુટ આપવાથી શ્રિમન્તોની પુત્રીઓ સાસરાને હમેશાં શળી સમાન ગણે છે. સાસુ સસરાને જમગણી ધણીને દોર માની બેસે છે. શ્રિમન્તોની લાડ ભરી લાડકીઓ ધોળે દીવસે ઘરમાં ચાકર નફરો સાથે અનાચાર કરતા ડર ખાતી નથી. દુનીયાને માથે લાત લગાવી વરને વેચીને ટકા ટકાના માણસો સાથે પ્રિતી કરતા પાછી પાની કરતી નથી. શ્રિમન્તાઈવાળા સાસરાના ઘર જમાઈઓ શ્રિમન્તોની છેલ છબીલી છોડીઓની જીંદગી ભર ગુલામગીરી કરે છે. કુળવાન શ્રિમંત ધાંચીને ઘેર સિમંત પુત્રીની ઘાણી ગરીબ ઘરજમાઈ બળદીઆ રાત દિવસ ચામડાના ચશમા ઘાલી પીલે છે.

વાંચકો નર મટી ખર બનવું હોયતો શ્રિમન્તોની પુત્રીઓ પરણો. સાસરામાં જઈ ખુશામતના ખાસડામાં હાજીહાના દુધથી ચાકરી ચોખા ખાવા હોયતો શ્રિમન્તોની પુત્રીઓ પરણો ! ધોળે દીવસે ગુલામબની બાઈ સાહેબોને નીચા નમી સલામ કરવી હોય અને સાસરાના ઘરના કામકાજ કરવા હોયતો શ્રીમન્તોના જમાઈઓ બનો ! ડગલે ડગલે, પપગલે પગલે, અડધી રાતે, મધ્યાને અને જ્યારે બોલાવે ત્યારે જીજી કરી ખીજમતદારી ઉઠાવવી હોયતો શ્રીમન્તોની પુત્રીઓ પરણો ! બારે માસ પરવશ બની બાઈડીની કમાણી ખાવી હોય, નીચું જોઈ સાસરાની ઘોડા ગાડીમાં કોચમેનની સાથે બેસી બાઈ અને સાસુની ખીજમતદારી કરવી હોયતો શ્રીમન્તોની પુત્રીઓ પરણો ! રાત દીવસ ગદાવૈતરૂ કરી માથે ટપલા ખાઈ ખાઈને સાસરાના ટુકડા ખાવા હોય તો શેઠીઆની છોકરીઓ પરણો.

ધણીને ઢોર ગણનારી, ગુલામ ગણી તેની પાસે આખો દીવસ ગદ્ધા વૈતરૂ કરાવનારી, ધોળે દીવસે મા બાપોની આંખમાં ધુળનાંખી કુળની લાજ આબરૂ મરજાદા છાપરેમુકી નોકર અને ચાકર સાથે ચી-ઠીઓ લખી યારો સાથે યારી કરનારી કુટીલ કુભાન્ડી શ્રિમંત કન્યાઓ તમારી પાયમાલી થઈ જાઓ !

વ્યભિચાર રૂપી વિષ્ટા ખાનારી ધોળી ચામડીની કાગડીઓ શ્રીમ-ન્ત કન્યાઓ તમારૂ સત્યાનાશ જાઓ ! કુંદનના થાળ મુકી લોઢાની થાળીઓ ચાટનારી બોલકીઓ શ્રીમન્ત કન્યાઓ તમારો આર્યા વર્ત-માંથી નાશ થાઓ !

પતિ પ્રેમ બગીચાનો ત્યાગ કરી વ્યભિચાર ઉકરડામાં અનિતિનો ચારો ચરનારી ભુંડણીઓ શ્રીમન્ત કન્યાઓ તમારો ક્ષય થાઓ ! ગુ-લાબ ગબરૂ પતિ પુષ્પને મુકી આકડા સુંઘનારી અવિચારી અબળાઓ શ્રીમન્ત કન્યાઓ તમારા મોઢા સંતાડી દેશપાર થઇ જાઓ.

વિવેકી વાંચકો આવી કુલટાઓને શ્રિમન્તોની પુત્રીઓ કહેવી કે રઝળતી કુત્રીઓ કહેવી ? આવી કુલટાઓના બંગલાને શ્રિમન્તોના અ-વાસ કહેવા કે અનિતિના અખાડા કહેવા ! ચાલો આંખો મીચી જવા-બ આપી કહીદો કે આવી દુષ્ટાઓ શ્રીમન્તોની પુત્રીઓ નથી પણ ર-ઝળતી કુત્રીઓ છે. આવી કુલટાઓના બાગ બગીચા હવેલીઓ અને બંગલા નથી પણ અનિતિના અખાડાઓ છે.



## પ્રકરણ ૮ મું.

# ચંદ્ર દર્શન.

### દોહરો.

ચંદ્ર તેજમાં નાચતી થનથન કરી થનકાટ.
પ્રથક પ્રથક પળપળ ઘડે ચકોરિ અન્તર ઘાટ.

. પારસ મણીના સ્પર્શથી જ્યારે લોહ કાટ દુર થઇ લોહું કુંદન બની જાય છે, ભમરીના યોગે કરી નવીન સંસ્કાર પામી એળ ભમરીરૂપ થઇ જાય છે; સન્તોના સમાગમથી પાપ વાસના દુર થઇ પાપી જનો પાવન થઈ સંત સ્વરૂપ થઇ જાય છે, તેમ ચંદ્રરાજના દર્શનથી હૃદયની મલિનતા દુર થઇ પ્રેમી જનો અષ્ટાંગે પવિત્ર બની ચંદ્ર જ્યોતિમાં મળી જાય છે. ચંદ્ર અને પ્રેમી જ્યારે એકઠા થઇ જાય છે ત્યારે અંતરઘટની વાસના, દુનિયાની દરકાર અને માયાના મલીન સંસ્કારો નાશ પામી મન પવિત્ર થઈ પ્રેમમાં તન્મય બની જાય છે.

પવિત્ર પ્રેમના પંથમાં કોઇ જ્ઞાની સંત સિધાવશે,
રસ ગ્રંથના ભેદો ભણી અન્તર અગન બુઝાવશે;
દિક્ષા લઈ રસરાજની જગમાંહી પ્રેમ દીપાવશે,
પ્રેમ જ્યોતિમાં મળી જયકાર નિત્તમચાવશે.




દ્રની ચમક ચમક ચમકારા મારી રહી છે. શાન્તી સુધારસ ચંદ્રમાંથી ઝમઝમ વરસી રહ્યો છે. સમગ્ર પ્રકૃતિ પુરૂષ સાથે થેઈ થેઇ નાચી રહી છે; તારીકાઓ તગ તગાટ કરતી તેજમાં તેજ ગુંથી રહી છે. કુદરતના અહારમાં કુદરતના પ્રાણીઓ મઝા મારી રહ્યા છે. મનહરલાલ ચંદ્રરાજના અજબ અમલમાં દેવીની વાટ જોતો કુદરત લીલા નિહાળી રહ્યો છે. મેઘ વૃષ્ટિની રાહ જોઈ બપૈયો પિયુ પિયુ પોકારી રહે છે તેમ મનહર પણ દેવીની રાહ જોઇ દેવી દેવી ઝંખે જંખી રહ્યો છે.

આજે દેવીનો તેને હ્રદય મેળાપ થવાનો છે. આ જે અન્તરમાં અન્તર મળી અમૃત રેડવાનું છે. આજે હ્રદયમાં હ્રદય મળી ભાવનાના રસો સીંચવાનું છે. આજે નયન નયનમાં મળી હ્રદય લીલા જોવાનાં છે. આજે પ્રેમ પ્રેમમાં મળી રસ રંગ ઉડાવવાનો છે, આજે દેવી મનહરને મળી મનહરમાં સમાવવાની છે. પ્રેમના અજબ સંસ્કારો મનહર અને દેવી વચ્ચે આજની રળીઆમણી રાત્રે થવાનાં છે. મનહરનું મનહર રત્ન આજે મળવાનું છે. ઘણા દિવસનું ઇચ્છેલું અપૂર્વ પ્રેમ સુખ આજે મનહરને મળવાનું છે. મનહર તલ પાપડ થઇ દેવીની રાહ જોઇ રહ્યો છે. રસરાજે કૃપા કરી અવનવો સંજોગ આજે મનહરને

બક્ષીસ કર્યો છે. પ્રેમરાજે મનહરના હૃદયની પરકાષ્ટાની પરિક્ષા કરી દેવી રત્ન આજે મનહરની મુદ્રીકામાં જડવાનું નક્કી કર્યું છે.

આજે મનહરના હૃદયનો આનંદ હૃદયમાં માતો નથી. ચંદ્રીકા વિકાશી રહી છે. રજની રૂમઝુમ રૂમઝુમ ચંદ્રરાજ સાથે નાચી રહી છે. મનહર ઝરૂખામાં આવી ચંદ્રભણી દૃષ્ટી કરી અન્તરના ઉંડા પ્રેમથી પલળતા ઉદ્‌ગારો કાઢી રહ્યા છે " પ્રેમ પ્રેમ તારી બલિહારી છે. તારી અજબ લીલાની ખુબી ન્યારી છે. કુંદનના થાળમાં લોઢાની મેખ મારનાર પ્રેમ તુંજ છે. અમીરને ફકીરી આપનાર ને ફકીરને અમીરી બક્ષનાર પ્રેમ તારો જાદુઈ દમામ છે. મોહલા પ્રેમીઓને પળમાં મજુર બનાવનાર અને મજુરને પળમાં રાજાની હજુર લાવનાર પ્રેમરાજ તારી અજબજ મોહીની છે. આ સંસારમાં તારા ઝીણા ક્ષણભંગુર તાંતણાથી બંધાએલા પ્રેમીજનો આશાના વિશ્વાસમાં અદ્ધર લટકી લટકી પ્રેમની જપમાળા નિરંતર જપ્યા કરે છે. નિરાશાની આશા અને આશાની નિરાશા પળે પળે કરનાર પ્રેમદેવ તારા ભેદનો પાર નથી. મૃગજળ જેવા સંજોગ અને વિજોગ વારંવાર કરાવનાર પ્રેમરાજ તારી જાદુગીરી કાંઇ બરીજ છે. પળેપળે પ્યાલો પાસે લાવી અદ્ધરથી દુર લઇ જનાર પ્રેમરાજ તારી લીલા અકળજ છે. ડાહ્યાને ઘેલા કરનાર ઘેલાને ડાહ્યા કરનાર, જુવાનને વૃદ્ધ કરનાર અને વૃદ્ધને જુવાન કરનાર, સંતોને ઘરબારી કરનાર અને ઘરબારીઓને સંતો કરનાર પ્રેમરાજ તારી ગતિનો પાર પમાતો નથી. પવિત્ર પ્રેમી ઉપાસકોને પળે પળે પ્રેમપંથમાં ભુલા પાડનાર, પળે પળે અન્યો અન્ય લડાવી મારનાર અને પળેપળે આશા નિરાશામાં રમાડનાર રસિક પ્રેમરાજ તારી રસિકતાની કળા જબરીજ છે.

પ્રેમ પ્રેમ તે દેવી અને મનહરની જીંદગી ઝહેર કરી, દેવી અને

મનહરને વિશ્વમાં કલંકીત ગણાવ્યા. દેવી અને મનહરના પાના બગુચંકા સાથે પાડયા. દેવી અને મનહરને ઘેલા બનાવ્યા, મૂર્ખ બનાવ્યા, પ્રેમી બનાવ્યા; હૃદય હજારો કોષોને અન્તરે નાંખ્યા અને દરરોજ તેમને એક ઠેકાણે ભેગા કરી સદાય પ્રેમમાં ઝુરતાને ઝુરતા રાખ્યા. પ્રેમ આજે પ્રેમ પ્યાલો તું મને પાવા તૈયાર થયો તો પ્રેમપ્યાલો પૂર્ણ રીતે પાજે. આજે હૃદયની ગ્રંથી સાંધવા તૈયાર થયો તો હૃદયગ્રંથી બરાબર સાંધજે. આજે પ્રિતિરસાયણ ખવરાવવા તૈયાર થયોતો બરાબર ખવરાવી જીવરાવજે. આજે તનમન જોડવા તૈયાર થયોતો સદાયે તન-મન જોડલાજ રાખજે. આજે પ્રેમદોર બાંધવા તૈયાર થયોતો નિરંતર બાંધેલાજ રાખજે, આજે પ્રેમમંત્ર આપવા તૈયાર થયોતો પ્રેમમંત્ર નિરંતર નભાવી રખાવજે." આ પ્રમાણે મનહરલાલ ચંદ્રરાજ ભણી પ્રેમને સંબોધી રહ્યો છે.

આજે દેવી ઇંદ્રનું મનહરણ કરનાર તિલોતમા બની છે. આજે દેવી સ્વર્ગની એક મધુરી મોહક અને નોતમ દેવીજ બની ગઇ છે. આજે વિશ્વામિત્રનું તપ તજાવનાર મેનકા દેવી બની છે પારાશર મુનિને પ્રેમ પાન કરાવનાર મચ્છગંધા દેવી બની છે. આજે મનહરનું મન હરણ કરવા-ને વાસ્તે દેવીએ જેટલું તન મનને શ્રંગારાય તેટલું શ્રગાર્યું છે. આજે તેના હૃદયની ભાવઃ ભાગવાને તેના પ્રિયતમ મનહરના પ્રથમ મેળાપ સમયે બની ઠણી હૃદયભાવ રેડવા સારૂ તૈયાર થઇ ગઇ છે. આજની રાત વાસ્તે કુદરતે દેવીમાં અજબ સુન્દરતા મુકી દીધી છે.

દેવીએ મનહર લીલા રંગનો ઘાટપાટનો ઘાઘરો પહેર્યો છે, ગુલાબી રંગની સાટીનની તસતસતી ચોળી પહેરી છે. બદામી રંગનો રેશમી સાળુ પહેર્યો છે. નેત્રમાં અવનવું અંજન આંજી મનહરને મળવા દેવી સીડીપરથી

ઉતરવા લાગી. દાનવો પાસેથી અમૃતનું હરણ કરવા સારૂ વિષ્નુ પરમાત્મા-એ જે મોહક મોહીની સ્વરૂપ ધારણ કર્યું હતું તેમ આજે દેવીએ મ-નહર પાસેથી પ્રેમામૃતનું હરણ કરવા સારૂ મોહક સ્વરૂપ ધારણ કર્યું છે.

મનહરલાલ દેવીને આવતી જોઇને અંજાઈ ગયો. દેવીના સૌંદર્ય પ્રભાકરના તેજસ્વી રસ્મિઓ મનહરના લોચનને મીંચાવી નાંખવા લાગ્યા, મનહર દેવીને આવતી જોઈ મલકાઈ ગયો. અષાઢની ઘનઘોર ઘટામય શ્યામ વાદળીમાં ચપળા જેમ ચમકારો મારી વિશ્વને ચમકાવી નાંખે તેમ દેવી પણ ચમકારા મારતી મનહરને ગભરાવી અંજાવી નાંખવા લાગી ! મનહરના બંગલાની સીઢીમાં પ્રેમના પડઘા કાનમાં આવવા લાગ્યા ! નેપુરના ધમકારા થવા લાગ્યા ! કાંબી અને વિછુવાનો ઝણઝ-ણાટ ઝમઝમવા લાગ્યો. વાદળ ચીરીને ચપળા જેમ ધસી આવે તેમ સીઢીના છેલ્લા પગથીઆપર દેવી પગની એડીનો ધમકાર કરી દાદર વાદ-ળ ચીરી ચપળા સમી ધસી આવી. મનહર આનંદમાં ઘેલો થઇ દેવી સામું જોઈ અંજાઈ ગયો. દેવી બંગલામાં ડોકાયું કરતાં ચંદ્રરાજ ભ-ણી જોઈ ચંદ્રને વિનવવા લાગી.

" ચાંદલીયા ચાલીશમાં અતિ ઉતાવળો,
વ્હાણું વાયાની કરજે ઘડી બે ચારજો,
ઘણેરે દહાડે ગીરધારી ઘેર આવિયા,
રથ ચલાવતા કરજે ઝાઝી વારજો;
ઝાઝારે દીવસની દાઝો મારે ભાગશે,
ઘણે દીવસે મને મળીઆ છે કાનજો;
આજરે આનંદરે મારે અતિ ઘણો,
ઘણું કહી મેં રાખ્યા દેઇને માનજો;

બ્રહ્માદીકને સોધ્યા તેતો નવ મળે,
તે પ્રભુ મારે મંદીર લીલા લ્હેરજો,
ઓચિંતા કયાંથીરે આજે આવિયા
પધાર્યાં છે પ્રભુજી મારે ઘેરજો."

"ચતુર ચંદ્રરાજ મારા ચાંદ્રાયણી વ્રતથી પ્રસન્ન થઈ આજની રજની લાંબી કરજે, પ્રેમી પ્રભાકર મારી પ્રભાત પૂજાથી પ્રસન્ન થઇને આજે મોડો ઉદય પામજે, પ્રભાત રોજના કરતાં કલાક મોડું પ્રગટ થજે. લોચનો આજે મનહરમણીને પળવાર પણ મિંચાયા વગર નિહાળી નિહાળીને તમારો કોડ પુરો કરી લેજો. કોમળ કરો આજે તમારા વિશ્રામને પૂરેપૂરી રીતે ભેટી લેજો! કનક કાયા આજે મનહર હીરાને બરાબર તારામાં સજડ રીતે જડી લેજે! નિસાસા નાખતા હૃદય આજે તારા સાથીના હૃદયમાં સંપૂર્ણ રીતે મળી જજે. દ્વાદશ ઇંદ્રિઓ આજે મનહર આત્માની બરાબર સેવા કરી લેજો. મારી ચૈતન્ય શક્તિઓ આજે મનહર પરમાત્માની તનમનથી સેવા કરી લેજો; ઘેલા મન આજે મનહરમાં મળી તારો સંતોષ તું પુરો કરી લેજે" કહીને વિજળી જેમ વાદળમાં સમાઈ જાય, ચોમાસાની ગર્જના કરતી સરિતા જેમ સાગરને ભેટી પડે તેમ દેવી પણ ઉમંગથી મનહર ભણી દોડી!!

"મારા મનહર પ્રભુ આજે આ દાસી આપના ચરણમાં પડેછે.
આજથી હૃદયનો અધિકાર છે મારે હૃદયમાં પડો."

કહીને મનહરે દેવીને ચરણમાં પડતી અટકાવીને હૃદયમાં દાબી દીધી; રંગમાં રંગ મળી ગયો, નયનમાં નયન જોડાઈ ગયા, પ્રેમમાં પ્રેમ સમાઈ ગયો, કનક લત્તા કાયા કનકવૃક્ષને વળગી ગઈ! પળવાર સુધી પ્રેમના આવેશમાં બંને પ્રેમીઓ અન્યોઅન્ય ભેટી પડ્યા, શાન્તી

ચોગરદમ પથરાઇ ગઇ, બંનેના શરીરમાંથી પ્રેમના કીરણો પ્રકાશવા લા-ગ્યા ! અમૃતની છોળં છોળા ઉછળી રહી મનહરે દેવીનો કોમળ કર લઇ તેનું ચુંબન કર્યું.

"મનના મણી મારા અપરાધની ક્ષમા કરો ! તમારા પ્રેમની મેં કાંઇપણ કીમત કરી નહી.

જીવનપ્રભા! તારો અપરાધ છેજ નહી! અપરાધ ભાવીનો છે! દોષ વીધીનો છે." કહી દેવીના ગુલાબી ગાલપર મનહરે ચુંબન કર્યું.

હૃદયમણી ! મારા જેવી અભાગણીના સમાસને વાસ્તે આપનું હૃદય આટલું બધું વિશાળ છે તેની મને ખબરજ નહોતી !

જીવન લત્તા ! તારા જેવી પૈસાદારની ત્રષ્ના શી રીતે પૂરી પડશે !

મારી તૃષ્ણાને તૃપ્ત કરનાર કૃષ્ણ પ્રભુ હું ફક્ત આપના પ્રેમની જ પ્યાસી છું !

મને દુનીયાનો વૈભવ અપ્રિય થઇ પડ્યો છે! આ વિશ્વમાં મારે કરવાનું કામ આ હૃદય સિવાય રહ્યું નથી" કહીને તરતજ દેવી મનહરને વળગી પડી! મનહરે દેવીને પ્રેમથી દાબી! પુનઃ ચુંબન કર્યું, અને તેના કમળ વદનપર કર ફેરવાતા કહ્યું કે.

"લલિતાંગી મારી પાસે તું સુખ પામીશ? હું તને શી રીતે સંતોષ આપી શકીશ? મારા જેવા સાધારણ પુરૂષથી તને શું સુ-ખ થશે?

હૃદયમણી ! જુગાર રમી કંગાલ હાલતમાં વનવાસ વિચરતા નળ રાજામાં દમયંતીએ વનમાં જતા જે સુખ માણ્યું હતું તે ! સત્યને કાજે રાજપાટ બક્ષીસ કરી વેચાવા સારૂ વનમાં વિચરતા તારામતીએ હરીશ્ચંદ્ર-માં જે સુખ જોયું હતું તે ! બાપીકા વૈભવ તજી સત્યવાનની સેવા કર-

તા સાવિત્રીએ જે સુખ સત્યવાનમાં જોયુ હતું તે ! અત્રી રૂષીની વનમાં સેવા કરતા અનસુયાએ જે સુખ જોયું હતું તે ! વનમાં વિચરતા રાંકડી સીતાએ રામચંદ્રમાં જે સુખ જોયું હતું તે ! વિરાટ રાજાને ત્યાં દાસી રૂપે બરદાસ કરતી દ્રૌપદીએ પાંડવોમાં જે સુખ જોયું હતું તે તમામ સુખ હું મારા મનહર પ્રભુની પાસે નિરંતર રહેવામાં જોઉ છું ! મારા પ્રભુ હવે હું અષ્ટાંગે તમારી ! આ ભવમાં હવે બીજા કોઈની થવાની નથી!

મારી જીવન દેવી તું હવે મારીજ છે ! મારી મનહરણી દેવી તું હવે મનહરનીજ છે !" કહી મનહર દેવીને લઈ એક મખમલના કોચ પર બેઠા ! દેવી કોચપરથી ઉઠી મનહરના ચરણ આગળ બેઠી ! મનહરે દેવીને પરાણે કોચપર બેસાડી ! દેવી કોચપર બેસતાં બેસતાં સંકોચાણી એટલે મનહરે દેવીને પુનઃ ચુંબન કર્યું.

"દેવી, દેવી હવે તું મારીજ છે ! મારી પાસે આવ ! હવે ગભરાઇશ નહીં" કહી દેવીને પોતાના ઉછંગમાં બેસારી ! દેવીનો હાથ પોતાના કંઠમાં નાંખ્યો ! અને એક કર પોતે ઝાલ્યો દેવીના મુખ પાસે મુખરાખી દેવીને દબાવી ચુંબનપર ચુંબન કરી તેને મારાપણાની ખાત્રી આપી; દેવીને હૃદયનો કાંક ઉભરો આવતા એકદમ ઉઠીને સામી ઉભી રહીને હાથ જોડી કહેવા લાગી.

"જીવનહાર આ દાસીને તમારી કરો છો ત્યારે સદાયે તમારીજ કરજો ! હવેથી જરાપણ ન્યારી કરશો તો ફરી દેવીને જોશો નહીં!

અલબેલી તને જરાપણ અળગી કરીશ નહીં ! આજ તું કેમ ગભરાય છે ?

કાંઈ નહી

બોલ બોલ રસિકા બોલ ?

કાંઈ નહીં !

અલબેલી આજે અન્તર ખોલો, હૃદયનો પડદો ખોલો.

વ્હાલા કાંઈ નહીં !

શશીવદની હવે શું કામ શરમાય છે ! આવો આવો મારી પાસે બેસો ! મને પ્રેમ શાસ્ત્રની દીક્ષા આપો ?

એ અધિકાર આપનોજ છે ! હું આજેજ પ્રેમ મંદીરમાં પ્રેમ પ્રભુજીની પ્રાર્થના કરવા સારૂ આવેલી છું !

પ્રેમ દેવી પ્રેમ ભક્તિનો પ્રકાશ આજે મારા હૃદયર પાડો !

હું તો પ્રેમની ઉપાસક છું ! પ્રેમના પોષક પ્રભુ આપ છો માટે પ્રેમચંદ્રીકા પ્રથમ મારા હૃદયપર તમે પાડો !

પ્રિયે, પ્રેમદા એજ પ્રેમદેવી છે ! પ્રેમ ભક્તિનું સીંચન કરનાર પ્રેમદાના નયન વનમાળી છે ! પ્રિતીનું ખાતર પૂરનાર હૃદય બાગ રક્ષક છે ! અને પ્રેમના બીજ હૃદય કયારામાં રોપનાર પ્રેમદા છે !

હૃદય બીજના રોપનાર ચતુર વનમાળી આપજ છો ! હું તો બીજને ધારણ કરનારી હૃદય કયારી રૂપ છું !

અમેતો બીજને લાવનાર માળી છીએ, પણ બીજને પેદા કરનારી પ્રેમદેવી પ્રવીણ પ્રમદા છે !

હૃદયવલ્લભ ! બીજના અધિકાર વાળી પ્રમદા છે ! અધિકારના આપનાર આપ છો ! માટે મારા કયારામાં પ્રેમ બીજનો સંસ્કાર કરો, હું સંસ્કારી નથી, મને સંસ્કારી કરો.

જીવનહાર ! પ્રેમ સંસ્કાર આપનાર પુરૂષ છે ! પ્રેમદા એતો પ્રેમની સંસ્કારી થનાર છે ! પ્રેમ બીજધારક છે ! આપ વનમાળી છો, અને

હું કુંજ છું ! કુંજનો વિકાસ કરી મંજરીયો ઉત્પન્ન કરવી એ આપના હાથમાં છે.

રસીલી હવે આ રસીકને રસગાન કરી રીઝાવો.

રસીકવર હવે આ રસિકાને રસપાન કરાવી તૃપ્ત કરો ! ચતુર ચંદ્રરાજ આ ચકોરીને સુધામૃત આપવા કૃપા કરો.

ચંદ્રરાજ આ રહ્યો તેની પ્રાર્થના કરો !

ચંદ્રરાજ મારી પાસે છે, એ આકાશના ચંદ્રની કોણ પરવા કરે?

દેવી તેં મને બનાવ્યો !

તો પુરે પુરા બનો !

હવે શું બાકી છે ?

જો જો મને બનાવતા !

વળી કેમ ?

એમ ?

બોલો બોલો ?

બોલીશું !

રસિકા વારંવાર આમ તલસાવે શું હાથમાં આવતું હશે ?

ભ્રમરો ને ભોળી કમલિની ભમાવતા ભમાવતા જે હાથમાં આવે છે, ચંદ્રરાજને પ્રેમઘેલી ચકોરીઓને તરસાવતા તરસાવતા જે હાથમાં આવે છે, મેઘરાજને મીઠી મયુરીઓને વલવલાવતા જે હાથમાં આવે છે. તે તમારા હાથમાં આવતું હશે ? તેથી મારે બોલવું પડે છે.

મોહીના આ તારા મોહમય વચનમાં હું કાંઈ સમજ્યો નહી.

નહીં કહીને છુટી પડશો મારાથી કાંઈ છુટાશે ?

અલબેલી હવે તમારા વચનની આંટી ખુલ્લી કરો.

કરો તોય શું ને ના કરો તોય શું આપણે તો જેમ બનતા હ-ઇએ તેમ બનીએ, કરતા હઇએ તેમ કરીએ, અને થતા હઇએ તે-મ થઇએ.

વલ્લભા હું તો અકળાઇ ગયો, હવે ભેદ ભાગી નાંખો, ચકોરી ચંદ્ર કમળ ભ્રમર એમાં તો મને કાંઇ સમજણ ના પડી.

શાની પડે, સમજવાની શી દરકાર ?

મારી મોહીના બોલો, બોલો અન્તરપટ ખોલો " કહીને હાથ ઝાલી દેવીને પાસે બેસાડી.

ધુતારા મને ધુતશો નહીં.

હેં આ શું ?

ઠગારા મને ઠગશો નીંહ.

વાહ વાહ !

જાદુગારા જાદુકરી સતાવશો નહી !

ઓહો ?

કામણગારા મને કામણ કરી મારશો નહીં.

શાબાશ !

છબીલા છળ કરી છેતરશો નહી !

હવે કાંઇ ?

નગુણા, નવગુણી કરી અકળાવશો નહી.

હજું ?

શું કહું ! મારી મતિ ચાલતી નથી ?

બસ થાકયા કે ?

આપનાથી સદાયે હું થાકેલી !

લ્યો લલિતા હવે પ્રેમશાસ્ત્ર તો ભણાવો.

મને ન બનાવો.

મધુરી પ્રિતીની રીતતો શીખવાડી

પછી મને વહેતી મુકવી હશે કેમ !

ના, ના,

બધુ જુઠું.

અરે નહીં.

અસત્ય

મારી બુલબુલ સ્નેહ સહીંતા સમજાવો.

પછી બુલબુલને મારવું હશે કેમ ?

કદી નહીં.

જોજો.

સ્વપ્ને પણ નહીં.

એમ.

હા.

ત્યારે તો સારૂ !

સારૂ કહીને છુટી જવાશે.

ત્યારે કેમ !

મને ભણાવો.

શું ભણાવું !

સ્નેહનું શાસ્ત્ર, પ્રેમનું પુરાણ, અને કામનું કુરાન !

લો ત્યારે ભણો !

ઓહો !

મનમાંથી દુનિયાના વિકાર તમામ કાઢી નાંખો!

આ કાઢી નાંખ્યા!

હૃદયને પવિત્ર કરો!

શાથી!

શ્રદ્ધાનું જળ પ્રેમરાજનો મંત્ર ભણી હૃદયમાં છાંટો.

છાંટયું!

જીવને એકતાર કરો.

કર્યો!

શરીરને સ્વસ્થ કરો?

કર્યું!

હવે શ્રવણ કરો?

કરાવો!

જુઓ જ્યારે પ્રેમનું પુરાણ શીખવું હોય ત્યારે **પ્રિતી** કરતા રીસ કદી રાખવી નહી.

સારૂ પછી?

વખત જોઇને વિધી પ્રમાણે વાણી ઉચારવી!

પછી!

ઉચારેલી વાણીનો મનવચન અને કર્મથી નિભાવ કરવો! જે ઉચારેલી વાણીનો નભાવ ન કરી શકે છે તેજ વિકટ અને દુરઘટ પ્રેમપંથમાં સારી રીતે ટકી શકે છે.

પછી.

હમેશા રાત દીવસ સચેત રહેવું। મનની પરીક્ષા કરવી; અને પછી તન સાથે તન જોડી વા તૈયાર થવુ.

વાહ વાહ પછી.

આ સંસારમાં પ્રગટ પ્રિતડી કરીએ નહી.

પછી!

જે કાંઇ વાત કહેવી હોય તે આંખના અણસારામાં કહેવી.

સારૂ!

પ્રેમ નયનના કટાક્ષમાં જણાવવો: દુરજનના દેખતાં વ્હાલાને બોલાવવા નહી.

પછી

ઓછા દીલના માણસ સાથે પ્રેમ સંદેશા કહાવવા નહીં! કારણ કે વાંકા ગોલા સાથે વઢતા કદી ફાવતું નથી!

પછી!

સામુ જોતાની સાથે પ્રેમને લોચનમાંથી પારખી લેવો; અને અંતરની વાત એક વેણમાં સમજી લેવી જોઇએ.

પછી!

પ્રથમ પ્રેમાનો સ્વભાવ પરખી લેવો; અને પછી સ્વભાવ પ્રમાણે વચન વારીનું સીંચન કરવું!

વાહ વાહ!

જેનાથી કામ હોય તેની વ્રતિ માફક ચાલતા ગગગના પક્ષી એક પળમાં પકડી લેવાય છે!

પછી!

હાજી હાજીની મોહની કરવી, કેમકે હાજી હાની મોહની સરખી એકે પ્રેમને નિભાવનારી વસ્તુ દુનિયામાં નથી; માટે હાજીહાની મોહની કરવી; કેમકે તેમાં અમૃત અને સાકરની મીઠાસ રહેલી છે; માટે રસનાએ હાજી હાનો જાપ જપવો!

ઠીક.

પ્રિતીનુ કામ હમેશા રીઝવવાથી કાઢી લેવું; કેમકે ખીજવવાથી પ્રિતી પ્રળ તરત તુટી જાય છે.

પછી!

પાકી પ્રિત બંધાયા વિના રીસામણા મનામણા કરવા નહી; જો પ્રિત બાંધતા દોપ માલમ પડે તો મુખથી બોલી બતાવવા નહીં.

પછી.

કાચા કાનના થઇએ નહીં, કોઇનું ગમે તેવું કહેણ હૃદયમાં આણવું નહીં! નજર થકી કોઇને જોઇએ પણ તેના વિચાર અંતરમાં એકદમ જાણી લેવા જોઇએ!

પછી!

જે કોઈ બોલે તેનો ટુંકામાં મર્મ સમજી લેવો જોઇએ; અને તેનો વિવેકથી જેવો ઘટે તેવો સમા પ્રમાણે ઉત્તર આપવો જોઇએ! ઓછુ વચન કદાપી કાળે એકદમ બોલવું નહીં; અને કોઈ વખતનું છીદ્ર વખતે બોલવું નહીં; જેને મારો ગણીએ તે શું વારંવાર લડવું નહીં; કારણ કે તેથી ભવિષ્યમાં પસ્તાવો થાય છે.

પછી!

સ્નેહી સંગે ઝાઝું ખેંચી રાખવું નહીં; જેવો સમા હોય તે પ્રમાણે વરતવું જોઇએ.

પછી!

કુટીલ આગળ પોતાની આતુરતા બતાવવી નહીં! સામા રીત જેવી હોય તેવી રીત બતાવવી! મીઠું બોલે તેનાથી રીઝવું નહીં; સાચા સ્નેહી વિના મન આપવું નહીં! કપટી સાથે ખરી વાત કરવી

કહીં; લોભે લલચાવવું નહીં, જાળમાં ફસાતા પહેલા નાસવાની બારી રાખવી, સાચા પ્રેમીને પ્રાણ માગતા આપતા અચકાવું નહીં; જુઠાના ફંદમાં ફસાવું નહી; જુઠાની પરિક્ષા પ્રથમ કરીને પ્રીત કરવી; સાચા પ્રેમીને કોઈ કાળે પણ દગો દેવો નહીં! સ્નેહી સંઘાતે ઝાઝી મોટાઇ રાખવી નહીં. સભા પ્રમાણે વિવેક ચુકવો નહીં. પોતાનો ટેક અન્તરથી મુકવો નહીં; વગર વિચાર્યું ડગલું ભરવું નહીં, અને વખત આવે છેહ દેવો નહી..

શાબાશ પ્રેમ શાસ્ત્રી શાબાશ, પછી ?

સાતગરણે ગળ્યા પછી બોલ બોલવો જોઇએ! અને બોલ્યા પછી દુખ થાય તો તેથી જરા પણ ડોલવું નહીં! વિતી ગયેલો વખત કદાપી કાળે પાછો મળતો નથી; માટે વખત વિચારી પ્રેમનો નિભાવ કરવો જોઇએ!

પછી.

"રસ પ્રેમનો તે શીશ સાટે માનવો જો,
ગરજ રાખે તેને દુઃખ દોષ ન આણવો જો;
પ્રિત કદાપી કોઇ થકી ન જોડીએ જો,
બની ભવિષ્યથી તો પ્રાણ ગયે નવ તોડીએ જો."

વાહવાહ હવે કાંઇ!

"કાળી કસ્તુરી પણ ગુણ ઘણો ગ્રહીએ સદા જો,
રાતા ઇંદ્રિવારણાથી મોહીએ ના કદા જો;
પારા સરખો પ્રેમ જુગતેથી ઝાલજો જો,
વિખરતા લાગે ન વાર ચેતી ચાલજો જો.

સાવધાન થઇ પ્રિત પાલજો કહું કથી જો,
મોતી મન કાચ તુટયા સંધાતા નથી જો."

વાહ વાહ પ્રિયા શાબાશ સાબાસ પ્રેમપુરાણ બરાબર શીખ્યું! વલ્લભા આ હવે પેલો ભેદતો ખોલો! તમારા કમળ ભ્રમરતો સમજાવો.

જુઓ ભોળી કમલીની કંઠાર અને હગારા ભ્રમરને કાયા સોંપી દે છે! પછી ભ્રમર ભ્રમવાળો થઇ તેનો ત્યાગ કરે છે તેમ મને. સતાવતા નહીં. ભ્રમરને ઘણા કમળ છે પણ મારે તો આપ એકજ છો!

અરે વાહરે વલ્લભા તારા ભેદ!

પ્રિયતમ! ભોળી બિચારી અબળા અલેતી પ્રેમદા જે પુરૂષને સર્વાર્પણ કરી બેસે છે તે બિચારીને પુરૂષ પ્રમત્ત થઈ કંઠાર થઇ વારંવાર તેને સતાવે છે; દુભવે છે અને વિરહથી સળગાવી મારે છે તેમ મને કરશો નહીં, મારેતો ઉપર આભ. તળે ધરતી અને વચમાં તમારા વિના બીજુ કોઇ નથી!

• અલબેલી હવે વચનના બાણ મારી વીંધો નહીં! એમને એમ મારવો હોય તો ચાર પાંચ ટાપલીઓ મારી લ્યો.

આ પ્રમાણે પ્રેમોદગાર કાઢી પ્રેમસાગર પાસે આવ્યા, નાહ્યા અને ડુબ્યા; દેવીએ કહ્યું.

"વ્હાલા હવે વિસારી ના દેશો.

દેવી આજના મેળાપમાં વારંવાર ન દેશો ન દેશો કહેવાનું શું કારણ છે?

અમારો સ્વભાવ છે, એમ ખમીએ છીએ ને કહીએ છીએ.

એકવાર તને મારી કહી તે મારીજ છે!

વ્હાલા મને સદાય તમારી કરજો! હવે તો આ પ્રસંગનો સાક્ષી ચતુર ચંદ્રરાજ છે.

તારી પાસેજ ચંદ્ર છેને !

હા મારી પાસેતો એ ચંદ્ર છે !

અરે એક ત્રીજો વધારે !

તે કીયો !

તારા કપાળનો કુમકુમ ચંદ્ર.

એ તો કાંઈ કામનો નહી !

એજ કામમાં આવશે !

એમ !

હા !

ત્યારે તેને હું ભણાવી દઉં ?

હે કુમકુમચંદ્રરાજ મારા હૃદયની ત્યારે જરૂર પડે ત્યારે મારા મનહર ચંદ્રને સાક્ષી આપજે !

શી સાક્ષી આપશે ?

મેં જે કહી તે !

બસ !

ત્યારે તમે કહો તેને !

એમ !

હા.

ઠીક ત્યારે હું કહું છું

## દોહરો.

" દધિ સુત ઝુર્યો દંતવિણ, કર વિણ ઝુર્યા હાર,
નુપુર ઝુર્યા નેત્રવિણ પ્રેમી કરો વિચાર. "

વાહરે વ્હાલા તમેતો મને પૂરેપૂરી બનાવી! અને છચ્ચોક ફજેત કરવા માંડી! ઠીક તમને જેમ ફાવે તેમ બોલો પણ વિસારી ના મુકશો!

દેવી પાછું તેં મને તે ફરી કહ્યું કેમ?

વ્હાલા મારે હવે તમને કહેવાનો વખત આવ્યો છે!

કેમ!

ગઇ કાલે બનાવ બન્યો તેથી મારૂ હૃદય તમને પરાણે કહીદે છે!

ગઇ કાલે શું બન્યું?

વિજ્યા દશમીની રળીઆમણી રાત્રે આપે મને ભિષ્મ પ્રેમ પ્રતિજ્ઞા લેવરાવી હતી, કે મારા સિવાય સર્વ પુરૂષ મારા ભાઇ બાપ છે! તે પ્રમાણે હું પ્રતિજ્ઞા પાલન કરતી હતી પણ તેવામાં જડીબાએ મને સાસરે મોકલી પ્રતિજ્ઞા તોડવા તૈયાર કરી! તે વખતે અતુલ યુદ્ધ થયું તેમાં પ્રતિજ્ઞાનો જય થયો, પણ તે વખતે આ શરીરનો ક્ષય થઇ જાત!

હેં તે શી રીતે?

જડીબાતો મને એકદમ મારી ધમકાવીને સાસરે મોકલવા મંડ્યા! તે વખતે મારે ને તેમને છચ્ચોક ખુલ્લેખુલ્લી બોલબોલા થઇ! કજીયો વધી પડ્યો? અને મને બંગલામાંથી દુર થવા આજ્ઞા કરી! આ આજ્ઞા માથે ચઢાવી મનહર પ્રભુના કદમમાં આવવા નીકળી! તે વખતે મારા હૃદયમાં આત્મા અને દુનિયાદારીનું યુદ્ધ થયું, તે યુદ્ધમાં વખતે શરીરનો જળજંપાપાત કરી ક્ષય પણ થઇ જાત, પણ પશ્ચાતાપ થવાથી જડીબા મારી પાછળ આવ્યાં મને શરીર ક્ષય કરતાં ઝાલી લીધી! ક્ષમા માગી! સાસરે મોકલવાની ના પાડી! આટલું થયું! હવે વખતો વખત કલેશ થવાનો! વખતે વાત વધી પડે ત્યારે મારે શું કરવું તેની કાંઇ સુજ પડતી નથી!

તારે બેલાશક ખુશીથી સાસરે જવું ! હું સાસરે જવાની રજા આપું છું ! સાસરે જઇ જગત વ્યવહાર સાચવવો પણ હૃદય વ્યવહાર જુદો રાખવો ! પ્રતિજ્ઞાનું પાલન કરવું !

પ્રિયતમ ! આજે મને સાસરે જવાની રજા આપી ભાગ્યશાળી કરી ! આપ જેમ કહેશો તેમ કરીશ ! હવે હું તમારીજ છું ! તમારા વચનને આધીન આ કાયા છે !

માયા સાચવજો ! એટલે કાયાને અડચણ નહીં આવે !

તન મન અને ધનથી માયા સાચવીશ ?

રસિકા હવે રજા આપો !

હા. હવે જશો !

લાચારીથી જવુંજ પડશે !

કયારે મળશો !

ભાવી ભેગા કરશે ત્યારે !

વ્હાલા દાસીની સંભાળ લેજો !

હૃદયની સંભાળ રાખનાર પ્રેમ તમારૂ રક્ષણ કરશે ! પ્રિયા જાઉછું !

હા. જશોજ !

જાઉછું !

વ્હેલા પધારજો !

બને પ્રેમીને જુદા પડવું રૂચતું નથી, પણ લાચારીએ દુનિયાદારીને માન આપવા સારૂ હૃદય હૃદય પાસે મુકી જુદા પડયાં ! જુદા પડતા પડતા પણ નયનમાંથી અશ્રુબિંદુ નીકળી પડયા ! સંયોગ હમેશાં વિયોગવાળાજ હોય છે ! સુખ હમેશાં દુખ સાથેજ હોય છે, અને પ્રભા સાથે હમેશાં તિમિર હોય છે ને વ્હાલા વાંચકોના હૃદય બહાર નહીંજ હોય ! !



## પ્રકરણ ૯ મું.

# કાગડાને પાને હંસણી.

### દોહરો.

મન મેળો જ્યાં નથિ થતો, તન જોડે શું થાય,
ભાવ વિનાની ભેટથી કદી ન પ્રિતી થાય.

છત્રપતિના મહેલના ભભકાદાર વૈભવોમાં પ્રેમ રહેતો નથી, નગરશેઠની હવેલીના દીવાનખાનાની ગૃહસ્થાઈમાં પ્રેમ માલમ પડતો નથી, અમરાપતિ ઇંદ્રરાજના સ્વર્ગ ભુવનના ઠાઠમાઠમાં પ્રેમનો વાસ હોતો નથી, પણ જંગલની ઝુંપડીની ગરીબાઇમાં પ્રેમ ભટકાતો માલમ પડી આવે છે. જ્યારે એક છત્રપતિ રાજા અને રાણી પરસ્પર મનની વાત ખુલાસેથી જણાવી શકતા નથી; એક નગર શેઠ અને શેણી અન્યોઅન્ય હૃદયનો ભેદ બરાબર રીતે ભાગી શકતા નથી, એક ઇંદ્રરાજા ઇંદ્રાણીમાં સંતોષથી ભાવવાનું અમૃત રેડી શકતો નથી ત્યારે એક જંગલવાશી ભીખારી પોતાની ભીખારણ પ્રેમી સ્ત્રી સાથે સાચા દીલથી, ખરા જીગરથી અને ઉંડા અન્તરથી પ્રેમની મીઠી મઝા હદ બહાર માણી શકે છે.

જાલમ જમાના જોરમાં કો અનુભવી દીલ જાણુશે,
દુનીયા તણી ખટપટ વિશે કો વિરલો મન તાણુશે,
દરકાર દુનિયાની તજી પ્રેમી હૃદય પરમાણુશે,
મીઠી મઝા સત્ય પ્રેમની આ વિશ્વમાંહિ માણુશે.



તીની માળા કાગડાના કંઠમાં નંખાએલી છે, પામર પંખાણી પારધીની જાલમાં ઘેરાણી છે; સુકુમાર હંસણી બગલાને પાને પડી છે; અને નિરાધાર દેવી માછલી મનહર પાણીથી વિખુટી પડી ભગાભાઈ માછીની જન- ગામા ફસાણી છે. આજે દેવી સાસરાના પાંજરામાં પુરાણી છે. કન્યાની કિસ્તાર જડીબા પરમાત્માએ કન્યાદેવીને ભગાભાઈ દાનવના અવાસમાં મોકલેલી છે. "બેટી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય" તે પ્રમાણે દેવી ભગાભાઇ કસાઈના પનારે દોરાઇને આવેલી છે. 'જાળ- માં પકડાયેલી ગરીબ ચકલી જેમ છુટવાને તરફડીઆં મારે તેમ દેવી ભગાભાઇની અવાસ જાળમાંથી છુટવાને ફાંફાં મારી રહી છે, આમતેમ તેના સવાસમાં હરફર કરી રહી છે. વખત રાતના દશ વાગતાનો છે, દીવો ઝળ ઝળ ઝળ બળી રહ્યો છે. રાત સરસર સરસર સુસવાટા મારી રહી છે. જગત ધીમે ધીમે શાન્તી પકડતું જાય છે. ચોગરદમ શુન્યકાર થઈ રહ્યું છે. દેવી થાકીપાકી કંટાળીને પથારીમાં પડખાભેર સુઈ રહેલી છે; આ વખતે તેનું મગજ મનહરના વિચારથી ધમધમ ધમી રહ્યું છે. કોઇકોઇ ઘરમાંથી દુનિયાદારીની ખટપટના અવાજો ધીમા ધીમા સં- ભળાઇ રહ્યા છે. કોઇ કોઈ ઠેકાણે વિરહીણીના પ્રેમી ઉદગારો સંભળાઇ રહ્યા છે.

"કાન કાળારે મારી ચુન્દડીના ચોર,
છૈયા નંદનારે મારા કાળજાની કોર"

આ પ્રમાણે પ્રમોદગાર સાંભળી દેવી પથારીમાંથી બેઠી થઈ અવાજ આવતો હતો ત્યાં કાન માંડી ઉભી રહી!!

"ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયારે,
સાહેલીના સંગમાં નજરે પડયારે
જીવન મારારે તારો અજબ છે તોર."

"અરરર મારૂં કાળજું વીંધી નાંખે છે! મારો જીવ ગભરાઈ જાય છે! મારા હૃદયની પીડામાં આજે અવનવો વધારો થાય છે.

"અજબ તરેહની ચુંદડીને માંહી ઝાઝો રંગ,
વેગળા રહો વરણાગીઆ મારૂં શામ થાશે અંગ.
જાદુવાળા રે તારૂં જબરૂં છે જોર."

આહા મારૂં મગજ ભમી જાય છે, આ શબ્દો મારૂં દીલ વીંધી નાંખે છે.

"લાખ ટકાની ચુંદડીને છેડે ઝાઝા તાર,
કાન રાધાને લાડ લડાવે તેમાં શાનો આભાર.
મોહન પ્યારા રે સિદ થાઓ કઠોર."

અહા મારૂં મન આજે વિકળ બન્યું છે! મને કાંઈ કળ વળતી નથી! ચાલ જરા પથારીમાં આળોટું" કહી દેવી પથારીમાં પડી વિચારમાંને વિચારમાં જરા નિંદ્રાવશ થઈ!! દેવીના પરણેતર પતિ ભગાનાભાઈ તે કેવળ ભગાનાભાઈ જેવો હતો; બીજો રાભાભાઈ હતો! દેખાવમાં કેવળ રાભા જેવો મોભાગ્ર બુદ્ધિનો મૂઢ હતો. તાડનો ત્રીજો ભાગ બેવકુફાઇનો ચિતાર નમુનો હતો. તે મોડી રાત સુધી બહાર મ-

રજીમાં આવે ત્યાં ભટકાતો, વખતે ભાઇબંધ દોસ્તદારોમાં ભરાઇ વખત ગાળતો હતો; જ્યારે નિંદ્રા તેનાપર હુમલો કરતી ત્યારેજ તે ઘર તરફ વળતો! અત્યારે ભગાભાઈ રોફને રોફમાં અને ક્રોધાવેશમાં ધમધમ કરતા મેડામાં દાખલ થયા, ધમકારથી દેવીની આંખ ઉઘડી! દેવી બેઠી થવા જતી હતી તેવામાં ભગાભાઈ શ્રીમંત શાસ્ત્રના શ્લોકો કાઢવા લાગ્યા અને એક શ્રીમંતાઈની દેવીરૂપ દેવીને પગ પ્રહારથી પૂજા કરી શ્લોકનું ચરણ પૂરૂં કર્યું!!

"ધણીને ઢોર ગણી મન માનતું કરનારી શ્રીમંતોની છોડીઓ, ધણીને સુતો વેચી ધોળે દહાડે કુકર્મ કરનારી શ્રીમંતોની કન્યાઓ, અને પતિને પોપટ માની સાસરાને પાંજરૂ માની પીયરને ખાંજરૂ કરનારી શ્રીમન્તોની લાડડીઓ તેમાંની આ એક મુખ્ય ધણીના આવતા પહેલા સેજમાં પોઢી! ઉઠ રાંડ ઉઠ, કહી એક લાત અડાવી દીધી!

"સુન્દરીને માથાની જુ ગણી રાત દિવસ દુખ દેનારા કસાઇ ભરથારો; અબળાને પગનું પગરખુ માની રાત દિવસ તેનો તિરસ્કાર કરનારા બખુચક ધણીઓ, નાજુક નારીને ઉંદરડી માની પાંજરામાં પકડી માંઝારી આગળ મુકનારા હેવાન પતિઓ અને માબાપ અને પિયરનો સર્વસ્વ ત્યાગ કરી પતિને ચરણે પોતાનું તન મન અને ધન અર્પણ કરનારી પામર પ્રેમદા જેનો, સૂર્ય ચંદ્ર અને અગ્નિની સમક્ષ હાથ ઝાલી વિના વાંકે તેને તજી દેનાર, શોકયની શૂળી ઉપર વિંધનાર કઠોર દયાહિન પુરૂષો તેમાંના એક મુખ્ય તમે! તમારે પાને નાંખી પાપી માબાપે મારો અવતાર રદ કર્યો! હરી! હરી! હવે હું તારે શરણે!

શરમ! શરમ! ધણીના સામુ બોલનારી છકેલી શ્રીમન્તની છો-

કરી શરમા! તારા બાપની આબરૂ પર નજર કર! જરા બોલતા વિચાર કર!

પરણેતર પ્રમદાના પ્રેમનો ત્યાગ કરી માવડીઆ બની માની શીખવણીથી રાત દીવસ સ્ત્રીને દુઃખ દેનાર, બ્હેનના ચડાવાથી તેને ગળે ફાંસો દેનાર અને વિના વાંકે એક ઉપર બીજી કરી જૂનીને સળગાવી મારનાર નિર્દય ધણીઓ પ્રભુનો ડર રાખો ડર!!

બોલતા બોલતા બ્હેકી ગઇ, છુટનો લાભ લઇ ચીબાઇ ગઇ! ધણીના સામુ ચપચપ બોલનારી શ્રીમન્તાઇના તેજમાં ધણીને આંજનારી અને બાપીકા વૈભવમાં સાસરાને તુચ્છ ગણી પીયરની પૂજન કરનારી પોતાની શ્રીમન્ત પુત્રી ધિક્કાર છે તારી શ્રીમન્તાઇને! ધણીના સામુ બોલતી ધરણી તને ગળી કેમ જતી નથી!

પામર પરણેતર ગરીબ બિચારી અબળાના પ્રેમની છુટનો લાભ લઇ સ્હેજમાં તેના છુટા છેડા કરનાર, જગતમાં પરણેતર જૂનીની જીભને તાળી મારી ડાહ્યાડમરા બની ગરીબ કન્યાઓને ફસાવી મારનાર, એક ઉપર બીજી, બીજી ઉપર ત્રીજી, અને ત્રીજી ઉપર ચોથી એમ નારીઓના અખાડા ભરનાર અક્કલહીણ આખલાઓ, શ્રીમન્તોના પૈસા હજમ કરવાની દાનત રાખનાર, કુળના નળાવમાં બગલા બની પામર કન્યા માછલીઓ ખાઇ જનાર, સાસરાના પૈસે પેટનું પૂરૂં કરનાર, નારીની કમાણીથી ઘરબાર ચલાવનાર અને પૈસાના બજારમાં પરણેતર પ્રમદાની હરાજી કરનાર અક્કલહીણાઓ ઢાંકણીમાં પાણી ઘાલી ડૂબી મરો.

ચુપ રહે ચુપ રહે કમજાત! તારા બાપના તેજમાં હું અંજાઉ તેવો નથી! હવેથી પીયરમાં પગ મૂકયો તો ટાંટીઓ કાપી નાંખીશ!

ગરીબ ગાય જેવી સ્ત્રીઓ જે હીંદુ સંસારમાં સદાયે ધણીની મન છરીથી છુંદાએલી છે, સાસુની કરડી નજર કટારીથી વીંધાએલી છે, નણંદની અદેખાઇ ભરી ચાલ ચલગત કુવાડીથી કુટાએલી છે અને સસરા કરવતથી જે નિરંતર કપાઈ રહેલી છે, મરી રહેલી છે તેવા મરેલીનો ટાંટીઓ કાપો તેના કરતાં તમારા જેવા નગુણા, નકટા, પગમાં પ્રેમનો ત્યાગ કરનારા, લબાડી, દુનિયાની દરકાર તજનારા કસાઈ હરામની વરોનુ નાક, કાપો કે જેથી કન્યાના પીયરમાં કન્યાની ભીખ માગવી મટી જાય !

ભીખ માગનારા વર નથી પણ વરને પાને પડનારી વહુ છે ! વરનો પગ પૂજી કન્યાદાન આપનાર કન્યાના માતા પિતા છે. દીકરીઓના વેચાણથી ઘરબાર ચલવનારા ગુલામી ધંધા કરનારા તારા માબાપ જેવા હરામ ખાઉ કન્યા ધન ખાનાર માબાપો છે !

હાથે કરી પૈસા આપી આપી પોતાના ભાણામાં ધુળ નાંખનાર વારંવાર વગર બોલાવ્યે ઘરના ઉમરા ભાંગી નાંખનાર, એકથી સંતોષ નહી રાખતા બીજી બેડી પગમાં પહેરનાર, અને પગે લાગી, માથા નમાવી, મોંમાં તરણા લઈ નાણાની કોથળીઓ બક્ષીસ કરનાર તમારા જેવા લાંચીઆ પાપીઆ અને કામીયાગર કન્યાની ભીખ માગનાર ભીખારી ધણીઓ છે.

ઓ કુલટા તારા માબાપે પગે લાગીને તને મારી સાથે પરણાવી છે સમજ !

મુઆ મારા માબાપ કે તમારા જેવા રાભાને પાને મને પાડી !

ઓ દુષ્ટા શા માટે માબાપને ગાળો ભાંડી પાપમાં પડે છે !

ધિક્કાર છે તમારા જેવા ધણીઓને કે જે વિનાવાંકે, વિના કારણે,

વિનાકલહે અને છતી વહુએ એક જીવતી ઉપર બીજી પરણી જુનીનો ભવ બાળે છે; પોતે બળે છે અને નવીને ચિતામાં ઝીકે છે !

એ મૂર્ખ ! હું તારો ધણી થાંઉં ! જરા સમજ ! હું તો તારો પૂજ્ય છું !

તમારા જેવા પાપીના પનારે પડી હું પસ્તાણી !

મને શું કામ પાપી કહેછે ! કહે તારા માબાપને પાપી !

મુઆ મારા પાપી માબાપ કે તમારા જેવા મૂર્ખ સાથે મને પરણાવી સંસારમાં જીવી નજીવી કરી !

હવે ઝેરખાઈ મરીજા એટલે છુટી થઈશ !

હા તમારા જેવા કાળની જાળમાં રહું તેના કરતાં હું મરી જાઉ તો છુટી જાઉં !

એ કુલટા હવે જરા ડાહી થા ! તું પુખ્ત ઉમ્મરની થઈ ! તને દીવસે દીવસે છર આવે છે કે નવી જુવાની આવે છે કે ડાહપણ આવે છે કે છટેલપણું આવે છે ?

હવે તો મોત આવે તો સુખી થઈએ !

એ દુષ્ટા હાથે કરી તારો સંસાર શું કામ દુખી કરે છે ! હવે તે તારે પેટ માંડવું છે કે નહીં !

મારે તો મારા નામની મોંકણ માંડવી છે ?

આ તારૂ ડાહપણ ! આ તારૂ ભણતર ! આ તારા પૈસાદાર માબાપની કેળવણી કેમ ?

મારૂ ડહાપણ તમારા જેવા અક્કલહીન સાથે વરાવી માબાપે ધૂળમાં નાંખ્યું છે ! મારૂ ભણતર તમારા જેવા મૂર્ખ સાથે જોડી ભુલાવી દીધું છે, અને એક ઉપર બીજી આપી શોકયની શળીઉપર દઇ કેળવણી કલંકીત કરી છે !

વાહ વાહ આર્યભુમીની આર્ય સ્ત્રી ધન્ય છે તારા વિચારને !

આર્ય ભુમીના આર્ય સ્વામી વિના કારણે એક ઉપર બીજી કરનાર ધન્ય છે તમારા પરણેતરને ! ધન્ય છે તમારા ડાહાપણને !

જે દેવાંશી ભૂમીમાં સાધવી સીતા પાકી ! પતિવ્રત્તા તારામતી પાકી ! સન્નારી દમયંતી પાકી તે ભૂમીની પવિત્ર સ્ત્રીના અવતાર શ્રીમંત કન્યા ધન્ય છે તને !

જે ભૂમીમાં રામ પાકયા ! હરીશ્ચંદ્ર પાકયા, નળ પાકયા, અર્જુન પાકયા તે દેવભૂમીના દેવ પુરૂષ ધન્ય છે તમને !

તું તો સાધવી સતીઓની ભૂમીમાંથી પાકેલી કેમને ? તે વિના ધણીનો તિરસ્કાર કોણ કરે ?

રામચંદ્ર, નળ, હરિશ્ચંદ્ર જેવા સત્યવાદીઓની અવનીમાંથી ઉત્પન્ન થયેલા આપ કેમ ને ? તમારાવિના પરણેતરના પ્રેમનો કોણ તિરસ્કાર કરે ? તમારા વિના જીવતી સ્ત્રી ઉપર બીજી કોણ કરે ?

લે હવે હું ભૂલ્યો તું મારી પાસ આવ.

જાઓ જાઓ દુર જાઓ, ખબરદાર મને અડકયા તો ?

કેમ હું તારો ધણી નહીં !

નહીં !

હું કોણ ?

તમે વિચાર કરો !

અલી હું કોણ ?

સ્ત્રીઓના લોહીના તરસ્યા એક કેશરી ! બાળાઓને ગરદન મારનાર કસાઇ.

અરે હું તારો પતિ !

પતિના પ્રેમને વેચાણ કરનાર એક વેપારી! બારીઓને કુળની જાળમાં ફસાવી પરણેતરના ગાડામાં ભરી ગુલામી ધંધા કરનાર પતિત અતિત!

**ચમ સો**! હવે બોલોતો ખરા!

જાઓ જાઓ દુર જાઓ!

અલી એ તું મારી સાથે નહી બોલનારી!

ના.

ત્યારે તું શું કરીશ!

તમારા જેવા પાપીના પાનામાંથી છુટવાની પ્રભુપ્રત્યે પ્રાર્થના કરીશ!

લે હવે આમ આવ!

દુર જાઓ!

અરે આમતો આવ!

મુકો મુકો મારો હાથ મુકો! મને અભડાવી! અપવિત્ર કરી!

શું તું અપવિત્ર થઇ!

હા.

શરમા!

તમારો સ્પર્શ થયો તેથી શરમાઉ છું!

પતિના સ્પર્શથી શરમાય છે!

હા.

પતિના!

એકના પ્રેમથી પતિત થયા! એકના પ્રેમનો સત્કાર કર્યો નહીં, ને બીજાના પ્રેમના અતિત થયા તેથી શરમાઉ છું!

વાહ તારી વિદ્યા!

મારી વિદ્યા પણ શરમાય છે !

જરા લાજ !

લાજ તો તમને જોતા ઘણીએ આવે છે, પણ શું કરૂં ? તમને કે મને ધરણી કેમ ગળી જતી નથી ?

તને ધરણીજ ગળી જવાની છે !

હા જો ધરતી માતા આર્ય સંસારની કોમળ કંગાલ કન્યાઓને ગળવા માંડશે તો કન્યાઓ શોકયની શળી ઉપર વીંધાતી બંધ થશે, પાપીના પાને પડતી અટકશે, મૂર્ખો સાથે કજોડા જોડાતા ઓછા થશે, અને તમારા જેવા કસાઇ ધણીઓને ત્યાં કન્યા કામધેનુઓ બંધાતી બંધ થશે !

તું આજ હદ બહાર જાય છે !

આર્ય સંસારની હદનો તમે ત્યાગ કર્યો ! એક પરણેતર પત્નીના પ્રેમની હદનો તમે ત્યાગ કર્યો, અને દુનિયાની દરકારના હદનો તમે ત્યાગ કર્યો, તો હું મારા દુઃખનો પોકાર કરવાની હદનો કેમ ત્યાગ ન કરૂં ?

ઓ અવિચારી નારી ! હું તારો શો સગો થાઉછું તે તું જાણે છે ? તું કોની આગળ બોલે છે તેનો કાંઇ વિચાર છે ?

હા.

શો વિચાર છે !

બધાયે વિચાર છે તમારે તેનું શું કામ છે ?

મારે કામ છે ?

કામમાં કાંઇ સાર નથી !

એટલે !

સાર નથી !

નથી એટલે ?

છાનામાનાચપ થઇ જાઓ ! મારૂ માથું ના ફોડાવો !

નહીંતો તું મને શું કરીશ ?

કાંઇ નહીં !

અલી તું મને શું કરીશ ?

તમારા જેવા ક્રુર કસાઇને હું શું કરૂ ? તમને ક્રિસ્તાર પૂછશે !

તું ક્રિસ્તારને ઓળખે છે !

હા.

ક્યાં છે તારો ક્રીસ્તાર ?

મારો ક્રિસ્તાર મારા હૃદયમાં છે.

હૃદયનો ક્રિસ્તાર કાંઇ કામનો નથી ! તારો ક્રિસ્તાર નો તારી સામે ઉભો છે !

શું એ ક્રિસ્તાર છે !

શું હું તારો પતિ પ્રભુ નહીં !

પ્રભુ ખરા !

પતિ નહી ને ?

ના.

હું તારો પતિ નહીં ?

ના, ના, ના.

ત્યારે હું તારો કોણ ?

તમે મારા બન્ધુ !

તોબાહ, તોબાહ, જુલમ, જુલમ! હદ આવી ગઈ! નેવના પાણી મોભે ચડ્યાં! ગજબ થયો! કાળો કેર થયો!

આનંદનો સાગર ઉલટ્યો!

એ કુલટા બસકર! બસકર! તારી પાપી જીભ બંધ કર! મારાથી હવે સંભળાતું નથી!" કહીને ભગાભાઈ કાનમાં આંગળીઓ ઘાલી મેડાના બીજા ખંડમાં ગયા! દેવી ગભરાતી ગભરાતી, કંપતી કંપતી પથારીમાં પડી! વિચારમાં પડી, અને દુઃખમાં અકળાઈને નિંદ્રામાં તરફડીઆ મારવા લાગી! વાંચક હવે આ દુઃખણીના હૃદયને જરાવાર વિરામ આપો!





## પ્રકરણ ૧૦ મું.

## હૃદય વેદના.

### દોહરો.

નૈતમ નવ રંગો કરી, ચાળે પગમાં દાટ;
પ્રેમ ઝૂલાવે પ્રેમીને સુખ દુખ કેરી ખાટ.

માન સરોવર ઉપર વિહાર કરનાર રસિક રાજહંસને મોતીના ચારા સિવાય બીજુ કાંઇ ભાવતું નથી, જંગલમાં મોજ મારનાર કેશરીને સોં અપવાસે પણ આમિષ સિવાય બીજુ કાંઇ ગમતું નથી, તૃષ્યાતુર આ ચાતકની સ્વાતિ બિંદુ સિવાય બીજા કોઇથી તરસ છીપતી નથી તેમ પ્રેમામૃતનુ પાન કરેલા પ્રેમીને પ્રેમસિવાય બીજુ કાંઇ રૂચતું નથી.

રસ રાજના દર્શન થતા, કાંઈ નાદ અદભુત લાગતો,
રગ રગ થઇ રોમાંચમાં ઝણકાર જાદુઈ જાગતો;
ગુલતાન અંતર તાનમાં જગ જાળને જીવ ત્યાગતો,
મનભાવના મંગળ મણી પ્રતિદિન પ્રેમે માગતો.

ડાહ્યા-ઝવેરી.




ક્તનું એક ટીંપુ ચાખ્યા પછી કેશરીને રક્તનો આ રજ સ્વાદ માલમ પડે છે; અને પ્રાણાન્તકે પણ પછીથી રક્તનો ત્યાગ થઈ શકતો નથી સુરાપાનનો સ્વાદ લીધા પછી સુરાપાનીથી સુરાવગર એક પળ પણ રહેવાતું નથી; અને તેને સુરાત્યાગ સારૂ પુષ્કળ વેદાંત ભરેલો ઉપદેશ દેવામાં આવે છે તો તેની તલમાત્ર અસર તેને થતી નથી. અફીણના કડવા સ્વાદની લ્હેજત અફીણ ખાનારે લીધા પછી અફીણનો તેનાથી તલમાત્ર પણ ત્યાગ થઈ શકતો નથી; જો તે વખતે અફીણથી તેને જરાપણ જુદો પાડવામાં આવે છે તો તરતજ ટાંટીઆ ઘસી અફીણનું ધ્યાન ધરી મરવા પડે છે; તેમ જ્યાંસુધી સ્ત્રીજાતીએ પ્રેમનો અનુભવ લીધો નથી, પ્રેમીના મેળાપમાં આવી નથી, ત્યાંસુધી તે પ્રેમની ખરી ખુબી જાણતી નથી અને અલેતી થઈ કન્યકાવસ્થામાં આમ તેમ આથડતી ફરે છે; પણ જ્યારે પ્રેમના પંથમાં પ્રવેશ કરી પ્રેમામૃતનું પાન કરે છે; પ્રેમીના ચંપામાં આવે છે ત્યારેજ તે પ્રેમની મીઠી પીડા અનુભવ કરે છે.

પ્રેમસંયોગ થયા પછી પ્રેમવિયોગ તેનાથી પળવાર પણ સહન થતો નથી, તેના લાજાળુ લોચનો આ વિશ્વમાં ફક્ત પ્રેમીનેજ જોતાં ફરે છે. પ્રેમી સિવાય તેને બીજું કાંઈ જગતમાં દેખાતું નથી. પ્રેમ પ્રેમને પ્રેમમાંજ તદ્લીન રહે છે. તેની નયન દ્રષ્ટી પ્રેમી મૂર્તિ નિહાળવા સારૂજ ફાંફાં મારતી ફરે છે, તેની નાજુક નાસીકા પ્રેમપુષ્પની મીઠી સુગંધી લેવા સારૂ તલપાપડ થઈ રહે છે; તેનું કમળવદન પ્રેમી પ્રભાકરના દર્શનથી પ્રફુલિત થઈ રહે છે; તેની જીભ-

લડી તેના હૃદય જીવનના યશો ગીત ગાવાને ટમટમી રહે છે, તેની દંતપક્તિ તેના પ્રેમીના હાથના તાંબુળ અને પ્રિતિ ભોજનને સારૂ આતુર થઈ રહે છે; તેના અધરો પ્રેમીને અધરામૃત આપવા સારૂજ વિકાસી રહે છે, તેના કોમળ ગુલાબી ગાલો તેના પ્રેમીના ચુંબનો સારૂજ ગુલાબી રંગો ધારણ કરી મંદ હાસ્યના ખાડા પાડી રહે છે, તેના કર્ણો પ્રેમીના મોહ સંદેશા સાંભળવા સારૂ ઉત્સુક રહે છે, એકંદરે પ્રેમપાન કરેલી પ્રમદાનું આખું અંગ પ્રેમને આધારેજ ટકી રહે છે. તેના મનને સંસારનો વૈભવ રૂચતો નથી; તેના તનને પૈસાનો ઠાઠમાઠ ગમતો નથી, અને તેના જીવને પકવાનના ભોજન ભાવતા નથી; ફક્ત તેને તેનો પ્રેમીજ જોઇએ છીએ.

આ સંસારમાં પ્રિતી વગરની કોઇ પણ ચીજ નથી. જડ પદાર્થોમાં પણ પ્રેમનો વાસ રહેલો છે; ચૈતન્ય પદાર્થોમાં પણ પ્રેમનો વાસ રહ્યો છે, દાનવોમાં પણ પ્રેમ વસી રહેલો છે; માનવોમાં પણ પ્રેમ વશી રહેલો છે, પ્રાણીઓમાં પણ પ્રેમ વશી રહેલો છે, પશુઓમાં પણ સમાઈ રહેલો છે; ભૂચર, ખેચર, જલચર અને નભચર પ્રાણધારી જીવ જંતુઓમાં પણ પ્રેમનો પ્રકાશ પડી રહ્યો છે. જળમાં સ્થળમાં, પાવકમાં અને પવનમાં પણ પ્રેમ સમાઇ રહેલો છે, જ્યાં જ્યાં જે જે પદાર્થોમાં વિશ્વપતિનો વાસ રહેલો છે તે તમામ પદાર્થોમાં પ્રેમ સમાઇ રહેલો છે; પ્રેમ વિનાની કોઈ પણ વસ્તુ આ વિશ્વમાં નથી. આ સંસારમાં ચડતી પડતી અસ્ત ઉદય અને સુખ દુખ જે કાળ ક્રમણ પ્રમાણે થયા કરે છે તેનું ઉત્પતિનું બારીકાઇથી અવલોકન કરીશું તો પ્રેમજ માલમ પડી આવશે.

આ સંસારમાં પ્રેમ વગરનો માણસ મડદા તુલ્ય છે, પ્રેમ વગ-

રનું જીવન એ એક જાતની ચેલચ્છા છે, સ્વપ્નું છે; ઉન્માદ છે; અને જાદુઈ ઇંદ્રજાળ છે. પ્રેમ વગરનું પરણેતર એ એક જાતનો વ્યભિચારનો વિવાહ છે; દુરાચારનું પગથીયું છે, અનિતીનું અંબર છે; અને કુશીલતાનું કંકણ છે. પ્રેમ વગરનું ઘર તે ભોરીંગનું દર છે. અને સ્મશાન છે:

આ પ્રમાણે પ્રેમામૃતનું પાન કરેલી પ્રમત દેવી આ સંસારમાં ફક્ત મનહર પ્રેમીનેજ જોઈ રહી છે: મનહરના રાગમાંજ રીઝી થઈ ગયેલી છે. તેને મનહર સિવાય બીજું કાંઈ રૂચતુંજ નથી. રાત્રી દીવસ તે મનહરનેજ જપ્યા રહી છે. દેવીની આસપાસના સંજોગો વિચિત્ર અને દુઃખ દાયક કુદરતે કરેલા છે; દેવી અથાગ દુઃખના મહાસાગરમાં ડુબી ગયેલી છે, છતાં પણ ડુબતી ડુબતી, તરફડીઆ ખાતી ખાતી, ફાંફાં મારતી મારતી, પણ મનહરના પ્રેમમાં એક તાર થઈ નયનથી મનહરને નિહાળી રહી છે.

તેને પિયરમાં કોઈ ઠારનાર નથી, અને સાસરામાં કોઈ રીઝાવનાર નથી. તેના ઉપર આભ છે, તળે ધરતી છે, અને વચમાં મનહર યોગીએ અદ્ભુત યોગ ક્રિયા કરી દેવીને આકાશ અને અવનીની વચ્ચે આશા નિરાશામાં મેસ્મેરીઝમની ક્રિયા કરી ઝુલતી રાખી છે. ફક્ત મનહર નામના જાપથી તેનું જીવન ટકી રહ્યું છે. તેના માત પિતા અને બ્હેનોએ જુગતું જોડુ જોડી તેનું જીવતર ઝાહેર કર્યું છે. તેના કસાઈ અને ક્રુર ભરથાર ભગાભાઈએ કઠોરતાની કુહાડીથી દેવી જીવતરના મૂળીઆં કાપવા માંડયા છે; જેમ જેમ મૂળીઆં કાપતો જાય છે; તેમ તેમ મૂળીઆ મનહરના પ્રિતી જળના સિંચનથી ઉંડા ઉંડા જતા જાય છે; જોડાય છે, કપાય છે અને

સંધાય છે; આ પ્રમાણે દેવી ન્હાવ આ સંસાર સાગરમાં ડુબકા ખાય છે, ડુબી જાય છે, ઉપર આવે છે, ભરતી ઉપર ઉછળે છે, પડે છે, ખડકામાં અથડાય છે. ફુટાય છે, અને હમણાં ડુબશે, હમણાં ડુબશે એમ થઈ રહ્યું છે.

ચંદ્ર દર્શનમાં મનહર જોડે પ્રેમ પાન કરીને દેવી પ્રમત ઘેલી અને મસ્ત થઈ રહેલી છે. તેના મગજમાં પ્રેમનો નિસો રગે રગે વ્યાપી રહેલો છે, તેનું મગજ પ્રેમોન્મમાદના તોફાનમાં મસ્ત બની મનસ્વી ઉછાળા મારી રહ્યું છે. ગઈ કાલે સાસરે દેવી પ્રેમોન્નમાદના જોરથી ભગાભાઈ જોડે ન કહેવાના શબ્દો બોલી ગઈ છે; આજે તેના મગજમાંથી પ્રેમનો નીશો ધીમો ધીમો ઉતરવા લાગ્યો છે; સારાસારનું યોગ્યા યોગ્યનું પિછાન તેને કાંઈ થવા લાગ્યું છે. ભગાભાઈ જોડે ગઈ કાલ રાત્રે ભાઈ બ્હેનનો સંબંધ તેણે બાંધી દીધો; તેના સાહસપણાનો પસ્તાવો તેને થવા લાગ્યો છે; છતાં પણ લીધેલ "ભિષ્મ પ્રેમ પ્રતિજ્ઞાનું સર્વાંશે પાલન થયું તેનો અવનવો સંતોષ થઈ પસ્તાવો દબાઈ જવા લાગ્યો છે.

આજે તેના મગજમાં પસ્તાવાના અને સંતોષના વિચારો ભરતીઓટની માફક પળે પળે હલવાય છે અને ઉભરાય છે; આજે તે બંગલામાં પોતાના શયનભુવનમાં એક કોચ પર સુતેલી છે. આજે તેનું મન અવનવી ચિન્તાથી ઉમંગથી આશાથી અને નિરાશાથી ઘેરાણું છે; કાંક ડહાપણના વિચારો આવે છે, ઉછાંછળાપણાના વિચારો આવે છે, કાંક સાહસપણાના વિચારો આવે છે અને કાંક અડગપણાના વિચારો આવે છે; આજે તે ઘડીમાં હસે છે, ઘડીમાં રૂવે છે, ઘડીકમાં ઉંડા વિચારમાં મગ્ન થઈ જાય છે; અને ઘડીમાં ઉમંગમાં આવી આમ તેમ ફરે છે; આજે

તેની ઘેલચ્છા અને ડહાપણ ભરેલી સ્થીતી થઈ પડી છે. આજે દેવી કાંક ડાહી અને કાંક ઘેલી બની છે, પગથી માથા સુધી એક કાસ્મીરી શાલ ઓઢી કોચપર વિચારમાંને વિચારમાં સૂતેલી છે. ખાવા પિવાનું આજે તેનું બરાબર ઠેકાણું નથી, આજે તેની પ્રકૃતિ અજબ બની છે; આજે તેના મુખમાંથી નીચલું કાવ્ય વારંવાર નીકળ્યા કરે છે–

"સોને મળ્યા સુખ પાલ, મેડીને જરૂખા માલ,
હેમને હીરા વિશાળ એથી શું સુખ સંસાર ?" (૨)
ના......ના......ના......ના

આ પ્રમાણે ઉદ્દગારો તેના મુખમાંથી નિકળ્યા કરે છે; ઘડીકમાં બેઠી થાય છે, ઘડીકમાં સુઈ જાય છે, ઘડીકમાં ચોપડી લઈ વાંચવા બેસે છે. ઘડીકમાં ચોપડી પછાડી ચોડાઈ ને પથારીમાં પડે છે અને ઘડીકમાં ઘેલાની માફક આખા ભુવનમાં આંટા મારે છે.

"માળો મગનનો છે પણ પંખીને પાંખ નથી,
આંબો છે લીલો છમ, પણ મ્હોરનું તો નામ નથી;
કહોને શું (૨) એ આંબે અમાળે જોવું ને રોવુંરે.
આઠ પહોર............આઠ પહોર."

આ પ્રમાણે નિરાશ બની ગાતી ગાતી કોચમાં પડી ! આંખમાંથી આંસુ ટપકવા લાગ્યા. આખુ શરીર થરથર કંપાયમાન થવા લાગ્યું ! ડુસકા ઉપર ડુસકા આવવા લાગી ! તણાવા લાગી ! આ પ્રમાણે તોફાન તેના શરીરમાં થઈ રહ્યું ! થોડીકવાર અચેત મૂર્છાવંત થઈ ! શબ સમાન શૂન્યકાર પડી રહી ! પવનના પ્રહારથી કાંક જાગૃત થઈ ! જાગૃત થતા પાછુ મન ચકડોળે ચડ્યું—

"વૃથા સમજી લેવો, સ્નેહવિના સંસાર,
જેવો ભાણામાં જેવો, ગોળ વિના કંસાર.
રમણી રંભા જેવી પણ રસિયાથી રંગ નથી,
બાંકા છબીલાને પણ પરણીપર ઉમંગ નથી.
એ સંસાર, એ વ્હેવાર, બળ્યો જગમાં,
બળ્યો જગમાં, નથી કાંઈ સાર, છબ્યું ધિક્કાર.
છબ્યું ધિક્કાર આ જગમાં, આ જગમાં."

આ પ્રમાણે દેવીના શરીરમાં મન અને જીવ વચ્ચે ઝગડો ચાલી રહ્યો છે! એટલામાં દેવીની બ્હેન માણેક આવી.

"કેમ દેવી બ્હેન! આજ કાંઈ ખાધુ નહીં, પીધુ નહી, બોલ્યા નહીં અને છાનામાના લપલઈને આમ સુઈ રહ્યા!

કાંઈ નહીં બ્હેન માણેક! એતો હું સ્હેજ સુતી છું!

હોવો સ્હેજ સુતા છો? મારા સમ મને કહો, શું થયું છે?

કાંઈ નહીં બ્હેન! એતો જરા શરીરે ચેન નથી!

હોવે, એમ કહીને મને ઉડાવો નહીં! જુઓ આ આંખો પણ આંસુથી ભીંજાયેલી છે, તમે ગમે તેમ ઢાંક પીછો કરો પણ આજ તમારી મુખમુદ્રા તમારા અંતરનો ક્લેશ જણાવી આપે છે! કહો કહો મારા સમ!

બ્હેન કાંઈ નહીં! આજ મારા શરીરે ઠીક નથી; શરીર સ્હેજ તપ્યું છે; ને વળી અંધુરામાં પુરૂં સળેખમ થયું છે તેથી આંખો કદાચ આંસુવાળી લાગતી હશે!

ના, એમ કહી અંતર છુપાવો નહીં, આજ કાંઈ તમારા હૃદયમાં જુદોજ રંગ રચાયો છે!

બ્હેન કાંઈ નહીં ! એતો તને એમ લાગે છે !

હોવે એમ કહી સમજાવી કાઢો નહીં ! કહો કહો મારા સમ આજ આંસુ કેમ આવ્યા !

સ્હેજ ! સજોખમથી !

હોવે સજોખમથી ! કોઈ દીવસ તમારી આંખમાં આંસુ હું દેખતી નથી, અને આજેજ જોઉં છું તેથી મારા મનમાં કાંઈ કાંઈ થાય છે ! નહીં વળી મને કહો !

બ્હેન એતો અમસ્તા આંસુ આવી જાય.

હોવે અમસ્તા આવી જાય ! મને કેમ આવતા નથી ?

તે તો તું જાણે !

ત્યારે તમારા આંસુનું કારણ તમે જાણો ! મને કહો ! આજ તમારી આંખો આંસુ વાળી કેમ છે ?

કાંઈ નહીં !

શું કંઈ મારા બનેવી સાથે તકરાર થઈ છે ?

ના, ના !

ત્યારે થયું શું ?

ગાંડી એતો સંસારમાં ચાલ્યું જાય !

હોવે ચાલ્યું જાય ? મને કહો !

ગાંડી વરસાદના ફોરાં ગમે તે વખતે આવે ! એને ઉનાળા, ચોમાસા અને શિયાળાની શી ગરજ ? તેમ સ્ત્રીઓને આંસુ પણ ગમે ત્યારે આવે ! એના સુખ દુઃખની કોને દરકાર ?

કેમ આજે આમ બોલો છો ?

બ્હેન કાંઈ નહીં ! શું કામ મારૂં માથું ફોડાવે છે ?

સુખ દુઃખની કોને દરકાર ? એમ કેમ બોલ્યા ? શું અમે તમારા દુઃખે રાજી છીએ." કહીને માણેકની આંખમાં આંસુ આવી ગયાં ! દેવી તેને બાઝી પડી ! તેના મોંપર ચુંબન કર્યું અને તેને છાતીસરસી દબાવીને બોલી.

"મારી વ્હાલી માણેક તું એક મારા દુઃખે દુઃખીછું !

ત્યારે કોણ તમારા દુઃખે સુખી છે !

બધા !

કોણ કોણ ?

આખા ઘરના તમામ !

કેવીરીતે ?

એતો તું જાણે છે ! ને કેમ પૂછે છે ?

હા હા, વિવાહ ભાગીને બીજે કર્યો તેથી ! બરાબર બેન બરાબર હું સમજી ! આજ તમારા અન્તરની પીડા મારા સમજવામાં આવી ! દેવી બ્હેન મેંતો તમારા આંસુ આજે જોયાં હો !

માણેક મારી આંખોતો સદાયે આંસુથી ભીંજાએલી રહે છે ! ! આ હીંદુ સંસારમાં બાળલગ્ન વૃદ્ધ લગ્ન અને મન વગરના લગ્નો જોડવાથી કોઈ દીવસ પણ આર્ય બાળાઓની આંખમાંથી આંસુ સુકાયા નથી ! તેતો સદાયે રડતીને રડતી છે ! ગરીબ આર્ય કન્યાના ગાતરને હજારો ધન્યવાદ છે, ગરીબ આર્ય કન્યાના સહનશીલ મનને લાખો ધન્યવાદ છે ! અને ગરીબ આર્ય કન્યાના બરડ અને બ્હેરા તનને કરોડો ધન્યવાદ છે !

ગરીબ આર્ય કન્યા હીંદુ સંસારમાં જે જે દુખો જેવી રીતે સહન કરે છે તેવા દુખો કોઈ પણ રીતે કોઈ પણ દેશની કન્યા

સહન નહી કરતી હોય ! બ્હેન તું વિચાર કરકે કન્યાના માબાપ ગમે તેવા લોભમાં અને ગમે તેવા સ્વાર્થમાં તણાઈ કન્યાને એક ભમતા રોગી ભુત સાથે કે આંધળા પ્રેત સાથે પરણાવશે તો કન્યા ખુશીથી પરણશે; આર્ય સંસારમાં ગરીબ આર્ય કન્યા કોઈપણ દીવસે માબાપની મરજી વિરૂદ્ધ પોતાના વિચાર દર્શાવશે નહી; અને કરશે નેહી; તે બિચારીને ધુલના દડા સાથે, ખાંડા સાથે, બાવળીયા સાથે કે મડા જેવા ખવીસ સાથે પરણાવશે તોપણ પરણશે ! ઉકરડામાં દેડવાડામાં કે મોટા ભયંકર ખાડામાં કન્યા અને ગાયને જ્યાં માલીક દોરશે ત્યાં જશે; અને ગમે તેવા કસાઇને ઘેર બાંધશે ત્યાં બંધાશે, મરતા સુધી પ્રાણ જતાં સુધી, છુંદાતા સુધી; ગરદન મરાતા સુધી અને ગળાપર છરીઓ મુકાતાં સુધી ગરીબ પામર મુંગી નિરાધાર હિંદુ આર્ય કન્યા અને ગાય પોતાનું જીવતર નભાવી રાખશે; ટુકડાથી કે અપવાસથી ભુખમરો સહન કરતા; ફાટેલા કકડાથી કે ડીગડા મારેલા લુગડાથી સંતોષ બતાવતા, શાબ્બાશીથી કે નકલના ધરાણાથી રાજી રહેતા પોતાનું જીવન ગાળશે, પણ અસંતોષ કે નિંદા તે નહીં કરે.

વખતે હૃદય ભરાઈ આવશે તો રાતે છાનીમાની રડશે; કલ્પાંત કરશે પણ દીવસે કોઈને ખબર નહી પડવાદે ! એવા સુકુમાર ગરીબ આર્ય કન્યાના જીવતરને હજારો ધન્યવાદ છે ! તેનું મન જોશો તો એટલું સહનશીલ અને ઉદાર માલમ પડશે કે તેના જેવા સહનશિલ અને ઉદાર મન કોઈપણ રાજા રાણા કે દેવ દાનવના માલમ નહી પડે ! પામર આર્ય કન્યાપર ચો તરફથી ગાળોનો વરસાદ વરસે; મહેણાની ઝડીઓ પડે, અને ડામોના ફરા પડે તો પણ સદાયે મનતો સહનશીલને સહનશીલજ રહેવાનું ! તેને ગમે તેવું દુઃખ પડે તો પણ તેનું

મન તો સદાય ઉદાર રહેવાનું ! પ્રાણ જતાં સુધી પણ તે સાસરીઆંની સેવા સાચા મનથી કરનારી ! આહા એવા સહનશીલ આર્ય કન્યાના નિર્મળ મનને લાખો ધન્યવાદ છે !

તેનું તન જોશોતો એટલું બરડ અને બ્હેર માલમ પડશે કે તેપર બરછીઓ મારી હોય, હથોડા માર્યા હોય બંદુકની ગોળીઓ છોડી હોય અને તોપોના ગોળા ગગડાવ્યા હોય તોપણ તનપર કાંઈ ઈજા થશે નહીં ! બ્હેન ! આર્ય સંસારમાં વહુના શરીરપર વરની કરોડો સોટીઓ પડે, લાતોપર તમાચા પડે ! સાસુઓ કુખમાં હજારો ચુંટીઓ ખણે, જાંગમાં ચુંટલા ખણે, લાતો મારે, ધક્કા મારે, નણંદો વારંવાર ટપલીઓ મારે, મુક્કીઓ મારે, છુટા બેડા તેના બરડાપર નાંખે, કમહાંડા નાંખે તો પણ ગરીબ પામર કન્યાનું શરીરતો સદાયે અખંડીત બ્હેર અને બરડજ રહેવાનું ! આટલો બધા માર પડે તોપણ ગરીબ કન્યા તરતજ ઉમંગથી વરને વધાવાની ! વરનું માથુ દુખતા અન્નજળની બાધા રાખી વરની બરદાસ કરનારી ! માથુ ચાંપનારી ઉમંગનાઉમળકાથી વધાવનારી, તેનો અસહ્ય માર તરતજ ભૂલી જઇ આનંદથી વરના વચનને માથાપર ચઢાવનારી ખીજમતદારી ઉઠાવનારી ! સાસુ નણંદની ઉમળકાથી સર્વે માર વૃષ્ટી ભુલી જઇ ગુલામગીરી કરનારી ! આહા આવા બરડ અને બ્હેરા ગરીબ આર્ય કન્યાના તનને કરોડો ધન્યવાદ છે !

માણેક બ્હેન આપણી આંખમાં આંસુ જોઇને ગભરાવું નહીં. આપણે તો સદાયે બળતા ને બળતા ને રડતા ને રડતા કર્યું છે કે.

### ગજલ.

" નથી જ્યાં મનનો મેળો સદા ત્યાં ક્લેશ ને કંકાસ,
નથી જ્યાં નેનની પ્રિતી સદા ત્યાં શુન્યને ઉદાસ;

નથી જ્યાં ઉર જોડાતા, નથી જ્યાં ભાવ રેડાતા.
વૃથા ત્યાં તન ખેડાતા સદા ત્યાં હાયને નિરાશ.
નહીં નારી હરે જેની વૃથા છે સાહ્યબી તેની,
કરી છે જીંદગી ઝહેરી, સદા ત્યાં દુઃખના પાસઃ
હશે કોઇ રંક ભિખારી, કરે સુખી સદા નારી,
ખાએ મુઠિ ધાનને વારિ સદા ત્યાં સુખનો વાસ."
બ્હેન તમારા વાસ્તે મારા મનમાં ઘણું લાગી આવે છે.

જેને લાગવાનું હતું તેને ન લાગ્યું જે ઉછેરનાર હતા તેજ મારનાર નિવડ્યાં ત્યાં દોષ કોને દેવો? ત્યાં હૃદય ક્યાં ઠારવું? જેની માને દયા ન આવી! તેની બીજા કોને આવે!! પાલક મારક થાય ત્યાં નસીબ શું કરે? બ્હેન.

"પાળ્યું પંખી ઉછરંગે. (૨)
દીનચાર રમાડ્યું રંગે; (૨)
પાલક પલટયો કુસંગે, (૨)
નાંખ્યું પંખી ખારંગે (૨)
કો દુખીઆરા પંખીના કેવા દન,
પાલકને કે એ પંખીને ધન ધન."

હા. હા. બ્હેન બરાબર, બરાબર, મને પણ યાદ આવે છે કે.

કોઇ ગાય દુઝણી લાવે (૨)
ચારો નહીં દુધ ચરાવે (૨)
પાણી પણ નહીં પીવરાવે (૨)
ખીતા પીતા અકળાવે (૨)

ફળ કાં તે કેવા પામે મૂર્ખ જન
ફળદર દેખે ને થાએ નર નિરધન.

માણેક માણેક હવે તું અન્તર સમજી!

દેવીબેન તમે સમજું છો, વિદ્વાન છો. એટલે માથે પડેલી યુક્તિથી નભાવી લેશો.

અલી માણેક!

એ આવી લીલુ બ્હેન!" કહી માણેક લીલા પાસે ગઇ! દેવી એકલી રહી. દેવીને આ વખતે કાંક જુદોજ વિચાર આવ્યો. તરતજ કોચપરથી ઉઠી, એક કાગળ લીધો. અને લખવા માંડ્યો.

**પરમપ્રિય મનહર,**

મારા મનના મનહર! મારા દીલના દીલહર, અને મારા ચિતના ચિતહર આપે આપેલી ભિષ્મ પ્રેમ પ્રતિજ્ઞાનો પૂર્ણ રીતે ગઇ કાલ રાતે જય થયો છે; દુનિયામાં દેખાડવા સારૂ ઉપરનો વ્યવહાર રાખી અંતરના ટેકનું પાલન કરવું તે આજ્ઞા પ્રમાણે વ્યવહારને સંસારની પૂર્ણાહુતી ગઇ કાલ રાત્રે કરી નાખી છે. માયાની જાળ, સગાં વ્હાલાની જંજાળ, અને દુનિયાની દરકાર મેં મનહરમણીને વાસ્તે સદાને માટે છોડી દીધી છે.

હવે દેવીને આખા વિશ્વમાં તમારોજ આધાર છે. ભગાભાઇને પણ છેવટના શબ્દો કહી દીધા છે, તેમની સાથે છેલ્લી વખતનો નયન મેળો કરી લીધો છે; પણ મન મેળો અખંડીત નિષ્કલંકિત રાખ્યો છે, તેમને ચ્ચોક ખુલ્લી રીતે ભાઈ કહી દીધા છે, હવે તમામ માયાજાળ દેવીએ છોડી દીધી છે; હવે આપના દર્શન વીના એક ક્ષણ પણ રહેવાતું નથી કેમકે—

" દીલની થાપણ ઓળવી, ઘટે ન કરવી ઘાત,
પ્રાણ કહો તો પાળવું વાલમ કરવા વાત."

જીવનહાર, મારાથી જેટલું થાય તેટલું પ્રતિજ્ઞા પાલનને વાસ્તે કર્યું છે; પણ મારે આપને જણાવવું જોઇએ કે પ્રતિજ્ઞા પાલન પછી મારા ઉપર ન ગુજરાય તેટલી સખત જાસ્તી ગુજરી છે; અસહ્ય માર મને પડ્યો છે; પિયર આવવાની સખત બંધી થઈ છે. આજે તો ગમે તેમ કરીને વાડી પટાવીને આવી છું પણ હવે શું થશે તેની ખબર પડતી નથી.

પ્રતિજ્ઞાનો જો કે જય થયો છે પણ વખતે શરીરનો ક્ષય ભગા-ભાઈ કરી નાંખત તો મનની મનમાં રહી જાત ! આપને લખવાનું કારણ એટલુંજ છે કે કદાપી નશીબ સંજોગે શરીરનો ક્ષય પ્રતિજ્ઞા પાળતાં થઇ જાય તો આપ મારા વાસ્તે ચિંતા કરશો નહીં, હું મરતાં મરતાંએ મનહર પતિ પ્રભુ પાસે ભવોભવને માટે માગી લઇશ એ નિશ્ચય જાણજો. જ્યાં સુધી કુદરત મને પરાધિન રાખશે ત્યાં સુધી હું જ્યાં આગળ હઇશ ત્યાં આપનીજ માળા જપીશ ! આપનુંજ ધ્યાન ધરીશ. અને અંતે આપના દીવ્ય તેજમાં મળી જઇશ !

હૃદય હવે ધીરજ ધરતું નથી; મન હવે વિરહ અને વિયોગ વેઠી શકતું નથી ! તન તપ્યા કરે છે ! મગજ જ્હેર મારી ગયું છે ! ચક્ષુ ઝાંખાં દ્રષ્ટિ વિહિન થઈ ગયાં છે ! આખો દિવસ વિચાર વિચાર ને વિચારજ આવ્યા કરે છે ? ઘરના માણસો જેને જેમ ફાવે તેમ બોલે છે ! દુનિયા મરજીમાં આવે તેમ મને જુએ છે ! જ્યાં સુધી હું બંગલામાં છું ત્યાં સુધીમાં જો બને તો એકવાર દાસીને દર્શન આપી કૃતાર્થ કરશોજી ! કાગળ લખતાં કર કંપી જાય છે; મન નાચી રહ્યું છે; અને જીવ તમારામાં

એકતાર થઈ રહેલો છે; હૃદય પ્રેમ સંગીત મચાવી રહ્યું છે. અંતરના જાણ અંતરની ખબર એકવાર આવી લઇ જાઓ, કેમકે:—

" અન્તર ઘટને અન્તર વરતે,
નાથ ખબર લ્યો જીવતે મરતે,
કોઇ નથી આ........ધાર,
ભાળુ ભયંકર ભેદ નીરંતર,
આપ વિના કયાં ખોલું અંતર.
દેખાડો દીલદારને દેદાર.
રગે રગે રાગે રમીને રંગે,
રસિઆ રંગો વિરાગણ ઉમંગે.
આવો હૃદયના હાર,
મને સુનો દીસે સંસાર."

. હૃદયના હાર હૃદયનું ચિત્ર પત્રમાં ચિતર્યું છે, એ ચિત્રની પ્રતિમા આપના અન્તરમાં કેવી પડે છે તે જોવાને આતુર છું, છતાં પણ આશાના અંબાર ! ભાવના ભંડાર અને હૃદયના શ્રંગારનાં દર્શન સારૂ તલ પાપડ થઇ રહી છું.

હવે હરી પાસે મન પ્રાર્થના કરે છે કે:—

" આશાના સ્વપ્નામાં રમી રહી,
ભમરી ગાનમાં ભાન ભુલી ગઇ,
બાપલડી અધવચમાં લુંટાઈ ગઇ,
હાયે કોઈ ન જાણે દાઝ.
એકે દીશા ઈશ સુઝ પડે નહીં,
પ્રભુ રાખો લાજ—"

જેટલું લખાયું ! જેટલું કહેવાયું તેટલું કહ્યું, અને જેટલું બતાવાય તેટલું બતાવ્યું ? હવે આપની નજરમાં આવે તેમ કરો ! થોડું કહ્યું ઘણું માની લ્યો ! બળતીને ઠારો કે બળતીને બાળો જેમ ઘટે તેમ કરો. "

લી૦
તમારી
—:દેવી:—

કાગળ લખતાની સાથે દેવીનો ડુમો ભરાઇ આવ્યો, આંખમાંથી અશ્રુ બિન્દુઓ નીકળી પડયાં, કાગળ પર પડયાં; અક્ષર ફરશનાઇ પીંગળી રંગાયા, ચેરાયા, દેવી ચતીપાટ મૂર્છાવત થઇ ભોંય ઉથલી પડી ! વ્હાલા વાચક વૃંદ હવે દેવીને ઘડીભર વીસારી દઇ મનહરનું હૃદય તપાસવા પ્રયત્ન કરો.





## પ્રકરણ ૧૧ મું.

---

# પ્રેમકે પાવક.

### દોહરા.

પ્રેમ બુરા આ વિશ્વમાં, પ્રેમાજન પકડાય.
મીન મણીધર મધુકરો પતંગ સોંપે કાય.

---

વીંછીની વેદના વીંછી કરડનારજ જાણી શકે છે, પતંગ દીવામાં કેમ બળી મરે છે તેનો ભેદ પતંગજ જાણીશકે છે, અહાર ભાર અને મારનો સુમાર ખમનારજ જાણી શકે છે, અંગારાની મીઠી લ્હેજત ચાતકજ પારખી શકે છે, તેમ પ્રેમની ખરી પીડા અને ખુબી પ્રેમીજ જાણી શકે છે.

---

પ્રિતિ રસાયણ વિશ્વમાં કોઇ વિરલા ખાઇ જાણુશે.
કાયા બનાવી કનકની મીઠી મઝા નિત માણુશે;
સ્વારથ અને માયાતણા ઝઘડા ઉરે નવ આણુશે.
બની મસ્ત બંદા પ્રેમના તે પ્રેમ તત્વને તાણુશે.



ર ઉપર એકનો ટકોરો થયો છે; મનહરલાલ તરત જમીને **ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ** વાંચતો પલંગમાં પડેલો છે; પાસે પાન સોપારીની તબક પડેલી છે; કેટલાક કાગળો તથા છાપાનો એક ઢગલો થયો છે. રવિવારનો દીવસ છે; રોજીંદા અઠવાડીક માસિક અને માસિકોનો રાફડો પડેલો છે. એક તરફ પાણીનો કુંજો અને પ્યાલો પડ્યો છે; મનહરલાલ જરા જરા આળોટે છે; ને કાંઈ કાંઈ ન્યુસપેપરો ઉથલાવી ઉથલાવીને વાંચે છે; આજે તેનું મગજ અવનવી ચિન્તાથી ઘેરાણું છે; વિચારમાં ને વિચારમાં તે વાંચે છે; આળોટે છે; ફરે છે; અને સ્વસ્થ બેસી રહી વિચારમાં લીન થઈ જાય છે; વળી કાંક કાંક કાંક નવા નવા વિચાર આવતાં ઢગલામાંથી માસીકો લે છે અને પાના ઉથલાવે છે; ટપાલના આવેલા કાગળો વાંચી વાંચીને ફોડેલા કવરો અને પત્તા એક બાજુએ મુકી દે છે.

આ પ્રમાણે મનહરલાલ પલંગમાં આળોટે છે. દારૂનો અમલ થતા નીચેથી એક રામોશી આવ્યો; અને એક બંધ કરેલું કવર આપીને સલામ ભરી નીચે ચાલતો થયો. મનહરલાલ કવર લઈને તેની આસપાસ જોવા લાગ્યો; છાપ વાંચી, અક્ષર ઓળખ્યા, ને દેવીનો પત્ર છે એમ જાણી આનંદથી ફોડવા લાગ્યો. હમણા થોડાક દીવસથી મનહરલાલને દેવીના દરશન થયા નથી; તેથી વિચારમાંને વિચારમાં વધારે લીન થતો જાય છે. થોડાક રોજથી દેવી સાસરે જવા લાગેલી છે તેથી મનહરલાલના હૃદયમાં કાંઈક નવીજ ચિન્તાએ જન્મ લીધો છે; તેનું મન કાંક વધારે વધારે શંકાશીલ થતું જાય છે; રખેને

દેવી બદલાઈ જશે; અગર ભગાભાઇના પાસમાં પડી પરવશ થઈ પ્રતિજ્ઞાનો ભંગ કરી દેશે; અગર મને વિસારી દેશે; એવી આશામાંને આશામાં મનહરલાલ વધારે ને વધારે નિસાસા નાંખતો જાય છે.

આજે પણ દેવી સંબંધીના વિચારથી તે ઘેરાએલો સ્વસ્થ થઇને પડેલો છે; એટલામાં દેવીનો કાગળ આવ્યો; ઉમંગથી અને આતુરતાથી તેણે ફોડ્યો; શરૂઆતમાં ઉપર ટપકે આખો કાગળ વાંચી કાઢ્યો, વાંચી કાઢયા પછી ફરીથી તે કાગળ ધીમે ધીમે વાંચવા લાગ્યો; અને વાંચી રહ્યા પછી ત્રીજીવાર કાગળમાં લખેલી ખુબીયો, મરમ અને ભેદ સંબંધી કટાક્ષો વારંવાર વાંચવા લાગ્યો; આ પ્રમાણે કાગળ વાંચી રહ્યો; અને ખીન્ન થયો, દેવીના દુ:ખથી તેના મનપર ઉંડી અસર થઇ ! અને પ્રેમત્ત થઇ એકલો મન સાથે બોલવા લાગ્યો " અરરર સ્વાર્થી માબાપની સ્વાર્થ જાળે ફસાયેલી પાપીના પનારે પડેલી પામર દેવીને. હજુસુધી પણ સુખથી બેસવાની એક ઘડી આવી નહીં ! જેમ જેમ દીવસો જાય છે, તેમ તેમ તેનીપર અવનવી અદ્દભૂત પીડાઓ આવતી જાય છે; સાસરે જવાથી વધારે સખતાઈ થઈ ?

પંખીણી પાંજરામાં પુરાણી ! અલેતી અબળા અધવચે અકળાણી ! ગરીબ હરણી પાપી પારધીના પાસે ઘેરાણી ! નાજુક વેલી હાથીના પગતળે છુંદાણી ! ભિષ્મ પ્રેમ પ્રતિજ્ઞાનું પાલન કરતા પામરબાળા કુભાન્ડીની કુહાડીથી વધારે કુટાણી ! આ કાગળ લખતા તેનું હૃદય દુ:ખથી ભરાઇ આવેલું છે, તેની આંખો આંસુથી ભરાએલી છે, અશ્રબિન્દુથી પત્રના અક્ષરો છેકાઈ ગયેલા છે, રૂશનાઈનો રંગ નીતરી કાગળમાં લીટા પડેલા છે, દુખી બાળાનું હૃદય દુખથી દ્રવી ગએલું છે તેનાપર શું શું જારતી ગુજરી હશે તે તેનું હૃદય જાણતું હશે, મારી તો માત્ર

કલ્પના ચાલે છે, પણ આ પત્રથી તેને અસહ્ય વેદના સહન કરવી પડી હોય એમ જણાઈ આવે છે, આટલા આટલા ભયંકર દુઃખમાં તે ઘેરાણી છે પણ તેનું હૃદય મારા પ્રતિ તો સંપૂર્ણ રીતે પ્રેમથી ભરેલું રહેલું છે. તેનો લખેલો દુહો મારી છાતી ચીરી નાંખે છે. લખે છે કે.

"દીલની થાપણ ઓળવી ધટે ન કરવી ઘાત,
પ્રાણ કહો તો પાડવું વાલમ કરવા વાત."

આવો ઉમદા ભાવ તેના હૃદયમાં સમાઈ રહેલો છે: આગળ જતાં લખે છે કે:—

"અન્તરં ધરને અન્તર વરતે.
નાથ ખબર લ્યો જીવતે મરતે.
કોઈ નહીં આધાર.

આ ઉદગારો મારૂં કાળજું કાપી નાંખે છે; તેના પર પડતી વિપતીનો તાદૃશ્ય ચિતાર નીચેની લીટીઓ આપે છે કે.

"ભાણ ભયંકર ભેદ નિરંતર,
આપ વિના ક્યાં ખોલું અંતર
દેખાડોને દેદાર.

અહા દેવી દેવી દેવી હું એકલો તને અથાગ દુઃખ આપુ છું. આહા અધમ દેહ હવે તું શું કામ ટકી રહી છે! પાપી પ્રાણ તું શું કામ પામર દેવીને પીડી રહ્યો છે! મનહર! મનહર કુટીલ મનહર તું શું કામ ગરીબ દેવીને દુઃખ આપી રહ્યો છે! કીરતાર આ કઠોર મનહરને તારા કદમમાં કેમ બોલાવી લેતો નથી? દેવી તને આખો સંસાર પીડે છે. તારી દયા જગતમાં કોઈને પણ આવતી નથી. તારા માબાપ

તારો ભરથાર તારો મનહર અને તારો કીરતાર એ સૌ તારા પાકા રિપુ બનેલા છે! તેઓ તમામ એકી વખતે કેહેર થઈને તને રાત્રી દિવસ પીડયા કરે છે!

દેવી! દેવી મારી નિરાધાર દેવી તને જગતમાં કોઈ બાળનાર નથી! અરે તને ઠારનાર પણ કોઈજ નથી! મારા જેવા પાપી સાથે પ્રિત કરી તું વધારે દુઃખમાં આવી પડી, મારી સાથે દીલ જોડતા તારા દીલના ટુકડા થવાનો વખત આવ્યો! મારી સાથે સંબંધ બાંધતાં તરે તારા સંબંધીઓથી મરવાનો વખત આવ્યો. આહા મારી મીઠી મનહરણી દેવી તું આવા ભયંકર દુઃખના મહા સાગરમાં ડુબેલી છે છતાં પણ એક દીલથી મારૂં ધ્યાન ચુકી નથી: મને પળ પણ વિસારી શકતી નથી; આહા દેવાંશી દેવી મને લખે છે કે "કદાચ ભિષ્મ પ્રેમ પ્રતિજ્ઞાનો જય મેળવતાં મારા શરીરનો ક્ષય થઈ જાય તો આપ મારા વાસ્તે વધારે ચિન્તા કરશો નહીં" હું તો મરતાં મરતા એ પ્રભુ પાસે માગી લઈશ કે મને મનહર પતિની પત્ની ભવોભવ કરી લેજે! મને ભવોભવ મનહર સ્વામી આપજે!" આહા આ ઉદગારો મારૂં માથું ફેરવી નાંખે છે!

ધન્ય છે ધન્ય છે મારી પ્રેમાળ દેવી ધન્ય છે તારા પ્રેમને! પ્રેમ બાંધી પ્રેમનો નભાવ કરનારી વિરલી વામા ધન્ય છે તારા પ્રેમભાવને!

આ વિશ્વમાં પ્રેમના પુસ્તકો વાંચનાર ઘણા હોય છે પણ પ્રેમના નેમ સમજનાર કોઈ વિરલાજ હોય છે! પ્રેમનો જાપ જપનારાની આ જગતમાં ખોટ નથી પણ પ્રેમના જાપનું રહસ્ય જાણનારની આ જગતમાં ખોટ છે! મોઢેથી પ્રેમ પ્રેમ પ્રેમ કહેનારા ઘણા મળી આવે છે; પણ હૃદયમાં પ્રેમ સમજનારા કોક ભાગ્યેજ જડી આવે

છે ! જીભેથી પ્રેમની વચન સાકર આપનારા ઘણા મળી આવે છે પણ; પણ મનથી પ્રેમ ગોળની કાંકરી આપનાર કોકજ જડી આવે છે.

વૈભવ, લાલચ અને ઠાઠમાઠના ધીંગાણાં સ્ચીના પ્રેમ બાંધનારા ઘણા મળી આવે છે; પણ પ્રેમનો નભાવ કરનાર કોકજ મળી આવે છે, દાંભીક દીલના આપનાર દીલદારો ઘણા અથડાતા ફરે છે પણ સાચા જીગરથી દીલને સાચવી રાખનાર કોકજ નજરે આવી શકે છે, પ્રેમ પંથમાં પ્રવેશ કરનાર અધુરીઆ મુસાફરો પુષ્કળ માલમ પડી આવે છે, પણ પ્રેમ ધામની સંપુર્ણ જાત્રા કરી આવનાર કોકજ જ્ઞાની સંત જડી આવે છે.

પ્રિતિ રસાયણ ખાનારા પ્રેમ દરદીઓ પાર વિનાના જડી આવશે; પણ પ્રિતી રસાયણ જીરવી રાખનાર કોકજ જીવતા માલમ પડી આવે આવશે; અમોરી તજી પ્રેમ ફકીરી લેનારા પ્રેમ ફકીરો ઘણા જગતમાં જડી આવશે; પણ પ્રેમભક્તિ કરી પ્રેમ ખુદાને રીઝવનારા કોક વિરલા જડી આવશે; તેમ પ્રેમ આપનારા અને પ્રેમ બાંધનારા ઘણા જડી આવશે, પણ પ્રેમ નભાવી રાખનારા અને પ્રેમ સાચવનારા પ્રેમીઓ જગતમાં કોકજ દૃષ્ટીગોચર થઈ આવશે !

દેવી ! દેવી ! તારા જેવી પ્રેમનો નભાવ કરનારી દેવાંશી દારા આ દુનિયામાં કોકજ જડી આવશે ? મારા જેવા પ્રેમ આપનારતો વખતે મળી આવશે, પણ તારા જેવી પ્રેમને ઝીલનાર કોકજ મળી આવશે ! દેવી, દેવી તારી ત્રણ લીટીઓ ત્રિભુવનને ભેદી નાંખે છે !

“ આશાના સ્વપ્નામાં રમી રહી,
ભમરી ગાનમાં ભાન ભુલી ગઈ,

બાપલડી અધવચમાં લુંટાઈ ગઈ,
કોઈ ન જાણે દાઝ."

હા...મારી હૃદયમણી દેવી મારા સારૂ તારી આવી દશા? ધિક્કાર છે આ જીવતરને!" કહેતાની સાથે મનહર ધડીમ લઇને ચીતાપાટ દીવાનખામાં પડ્યો! તેના ધમકારાથી આખો મેડો ગાજી ઉઠ્યો! એક હાથમાં કાગળ અંગુઠા અને આંગળી વચ્ચે આવી રહ્યો છે, બીજો હાથ છુટો થઈ પગ ઉપર પડેલો છે; તેની આંખમાંથી આંસુના પ્રવાહો ચાલેલા છે; મૂર્છા આવેલી છે, શ્વાસોશ્વાસ ઝડપબંધ ચાલ્યો જાય છે, આંખો ફાટી રહી છે, મોઢું લાલચોળ રક્તવર્ણ થઈ ગયું છે! આ પ્રમાણે મનહર મૂર્છા વશ થઈને પડેલો છે. મનહરની પરણેતર પ્રેમદા મેના સુન્દરી દેવીની બ્હેનની દીકરી છે! દેવીના ભાણી છે! અને જેના લગ્ન શેઠાણી જડીબાઈએ પોતાનું હૃદય હારવાને કરેલા છે; તે નાની મુગ્ધા મેનાસુન્દરી મનહરની અર્ધાંગના બનેલી છે! મેનાસુન્દરી નીચેના આવાસમાં કામ કરતી હતી, તેના શ્રવણમાં મનહરની મૂર્છાનો ધબકારો અથડાયો! ચાતુર મૂગ્ધબાળા ધબકારો સાંભળી કાંક વિચારમાં પડી! કાંક અચંબામાં આવી અને ઝડપલઈને કામકાજ મુકી એકીશ્વાસે મનહરની મેડીમાં દાખલ થઈ ગઈ! દાખલ થતાની સાથે મનહરને મૂર્છા વશ થએલો દીઠો; મનહરને જોતાંની સાથે મૂગ્ધ બાળાના પેટમાં ફાળ પડી! ફાળ પડતાની સાથે તેના મુખમાંથી શબ્દ નીકળી પડ્યા કે,

"હાય હાય મારા જીવનહાર મનહર મણીને આશું થઈ ગયું" આ શબ્દો નીકળતાંની સાથે મૂગ્ધાની આંખમાંથી આંસુ નીકળી પડયાં, મેના મનહરને શબવત પડેલો જોઈ ગભરાઈ ગઈ, શું કરવું તેની કાંઈ સુજ પડી નહી, આ બનાવની ખબર સાસુ નણંદને આપવી કે ના

આપવા તેનો મોટો વિચાર થઈ પડયો ! તે અકળાઈ ગઈ ! અમૂઝાઈ ગઈ! ગભરાઈ ગઈ ! રડી પડી ! ડુસકા ઉપર ડુસકા ખાવા લાગી ! ને હાથ જોડી વિશ્વપતિને વિનવવા લાગી " હે વિશ્વપતી મારા પ્રાણાધારને સારૂ કરો તેમને કાંઈ ઈજા આવવા દેશો નહી ! હે પ્રભો તેમને ઝટ આરામ કરો ! !" આ પ્રમાણે ગાંડા ઘેલા શબ્દોમાં પ્રભુ પ્રાર્થના કરવા લાગી ! કાંક હીંમત ધરી મનહર પાસે ગઇ ! તેનો શ્વાસ ચાલતો જોઈ કાંક વધારે ધીરજમાં આવી ! ટેબલપરથી એક પંખો લઇ પવન નાંખવા લાગી ! મનહરનું માથુ પોતાના ખોળામાં લીધું, એક હાથે મનહરના મુખપર હાથ ફેરવવા લાગી અને બીજા હાથે પવન નાંખવા લાગી, આ પ્રમાણે મનહરની સારવાર મેનાસુંદરી કરવા લાગી ! એટલામાં એની નજર મનહરના હાથપર ગઈ, એક હાથમાં કાંક કાગળ દીઠો; બીજા હાથથી તે હાથને પાસે લાવી ! કાગળ વાંચ્યો ! કાગળ વાંચતાની સાથે મેના વધારે દુખી થઇ ! મેના મનહરને પ્રભુ તરીકે ગણતી હતી. દેવી, લીલા અને માણેકના મન કરતા મેનાનું મન ભગવાને સંપૂર્ણ પતિભક્તિમય પ્રેમાળ બનાવ્યું હતું ! તે પતિ અને પરમાત્મામાં કાંઇપણ તફાવત સમજતી નહોતી ! મેના મનહર અને દેવીનો સંબંધ સારી રીતે જાણતી હતી ! સબંધ જાણીને તેના હ્રદયમાં કોઇપણ પ્રકારનું ઓછું કે દુઃખ થયું નહોતું ! તે સમજતી હતી કે દેવી મનહરની સ્ત્રી થવાની હતી; પણ **પુતના માશી લીલાદેવીએ** લાલચમાં લપટાઇને દેવીના સુખનું સત્યાનાશ વાળી દેવીને શોકય ઉપર દેવરાવી હતી ! દેવીને ભગાભાઇ જોડે વરાવી હતી, તે એક છચોક અજુગતું કજોડું હતું, તે મન કર્મ અને વચનથી જાણતી હતી, સાસરામાં શોકયની શળી ઉપર દેવીને કાંઈ સુખ મળતું નહોતું તે સારી

રીતે સમજતી હતી.

મનહર અને દેવીનો પ્રેમ સદાયે અખંડીત અને અચળીત નિષ્કલંકાત હતો તે તેની ધ્યાન બહાર નહોતું; તે એમ સમજતી હતી કે પતિ ગમે તેટલી સ્ત્રી કરે ગમે તેટલાથી પ્રેમ બાંધે તો પણ પત્નીનો ત્રાતા અને પ્રભુ તે પતિ પરમાત્માજ છે ! !

શ્રી કૃષ્ણે ૧૬૧૦૮ રાણીઓ કરી હતી, દશરથે ત્રણસો કરી હતી, અને ભરથરીએ સોળસો કરી હતી પણ રાણીઓને તો એકજ પતી હતો. ! !

ભ્રમરને કમળનો પાર નથી સાગરને સરિતાનો પાર નથી, અને માથાને કેશનો પાર નથી, પણ કમળ, સરિતા અને કેશને તો ભ્રમર સાગર અને માથું એકજ છે ! !

પત્નિનો પતિ વિના ઉદ્ધાર નથી, તે સિદ્ધાંત સારી રીતે તે સમજતી હતી, મોક્ષ પંથની અધિકારી સ્ત્રી સ્વામીની નિષ્કપટ ભાવે સેવા કરવાથી થઈ શકે છે તે તેની જાણ બહાર નહોતું; તે મનહર આગળ કોઈ દીવસ પણ ઓછું મન બતાવતી નહીં: તથા કોઈ વાતે પણ અસંતોષ દર્શાવતી નહોતી.

દેવી અને મનહર વારંવાર મળતા હતા પણ તેના મનમાં અપ્રીતિ અને ઈર્ષાની લાગણી કદી પણ જન્મ પામી નહોતી ! ઉલટી આનંદથી અને ઉમંગથી મનહર અને દેવી પ્રત્યે અલૌકીક પ્રેમ બતાવી હળી મળીને વર્તતી હતી ! આથી મેનાસુન્દરી દેવી અને મનહરને એક મોહક મેના સમાન થઈ પડી હતી !

કાગળ વાંચીને મેના દુઃખી થઈ. દેવીપર ગુજરેલા જુલમથી તેની

આંખમાં આંસુ આવી ગયાં; અને તે જુલમથીજ મનહર મૂર્છાવશ થઈ ગયો છે એમ તેના સમજવામાં આવી ગયું; હાથમાં જેમ કાગળ હતો તેમને તેમ હાથ જ્યાં પડ્યો હતો ત્યાં મુક્યો ! પોતે પુષ્કળ પવન નાંખવા લાગી મનહર મેનાસતિના પવિત્ર કર સ્પર્શથી જાગૃત થયો; તેની આંખ ઉઘડી ગઈ! મેનાને પવન નાંખતી જોઈ તે અચંબામાં પડ્યો ! એકદમ ઉઠી બેઠો થયો; મેનાસુન્દરી તરતજ કુંજામાંથી પાણી લાવી પ્યાલો સામો ધર્યો ! મુંગા મોઢે મનહરે પ્યાલો લીધો પાણી પીધું; પલંગમાં બેઠો; મેનાસુન્દરી ચર્ણ તળાંસવા લાગી ! મનહર અચંબામાં ગરકાવ થઈ ગયો ! કાંક શરમમાં આવી ગયો, મેનાની પતિ ભક્તિ અને અપ્રતિમ પ્રિતી જોઇને કાંક હ્રદયમાં હરખાયો ! પાછો દેવીના દુઃખમાં ગરકાવ થઇ ગયો ! મગજ તોફાનના વિચારમાં તણાયું, અને બડબડવા લાગ્યો કે.

“ આહા હું એકલોજ દેવીને અથાગ દુઃખ દેનારો થઇ પડ્યોછું ને પામર બાળાને ભિષ્મ પ્રેમ પ્રતિજ્ઞા લેવરાવીને મેંજ હાથે કરીને દુખના સાગરમાં ધકેલી દીધી છે ! મારી પ્રતિજ્ઞાને આધારેજ એ નિરદ્ધાર લાચાર બાળા અથાગ દુઃખ સહન કરે છે, એના સુખનો એકજ ઉપાય રહે છે ! અને તે એજ છે કે આત્મ ત્યાગ કરી દેવો ! મારા આત્મ ત્યાગથી દેવીના તમામ દુઃખ દુર થઈ જશે; ભગાભાઈ સુખી થશે; જડીબા પણ સુખી થશે; લીલા પણ રાજી થશે; જોકે દેવી કદાચ દુઃખ પામશે તોપણ ઝાઝા દીવસે મને ભૂલી જઇ તે સુખી થશે; માટે આત્મ ત્યાગના જેવો ઉત્તમ ઉપાય બીજો એક નથી; માટે ચાલ જીવ પેલા રામોશી સારૂ લાવેલું અફીણ ખાઇ આત્મત્યાગ કરી દેવીને સુખી કરૂં.

" કહી મનહર એકદમ આવેશમાં ઉઠ્યો; કોમળા બાળા મેના એ જાણ્યું કે ગજબ થઈ ગયો; જોત જોતામાં મનહર પતિ મૃત્યુ પામશે: બાળા ગભરાણી; કંપવા લાગી ! મનહર એકદમ આંફળો ઝાંફળો કુદકો મારી ઉઠ્યો, હાટીયા પાસે ગયો; પડીકામાં બાંધેલું અફીણ લાવ્યો: પડીકું છોડ્યું અને અફીણનો ગાંગડો હાથમાં લીધો અને મોંમાં જેવો નાંખવા જાય છે તેવીજ મેનાસુન્દરી તરતજ કુદીને હાથે બાઝી પડી અને અફીણ લઈ લીધું અને કહેવા લાગી,

" હાં હાં પતિ આશું કરોછો ?

જગતમાં દેવીને હું સુખી કરૂંછું ?

આત્મત્યાગથી દેવી શું સુખ પામશે ?

હા.

તમારૂં ધારેલું ભુલ ભરેલું છે.

કારણ ?

તમારા આત્મત્યાગથી બે જાનનું જોખમ થશે !

કોના !

દેવીના અને મારા !

ના, ના કદાપી નહીં ! મારા આત્મત્યાગથી તમે સુખી થશો ?

પ્રભુ આ અનિતી છે !

છો રહી !

આ અન્યાય થાય છે !

છો થતો !

આ પાપ થાય છે ! અનાચાર થાય છે ! જગત પિતા પરમાત્માના આજ્ઞા વિરૂદ્ધ કુકર્મ થાય છે !

છો થતું !

પ્રભુ ! જો આત્મત્યાગ મૃત્યુજ સર્વ દુખનો અંતજ હોત તો પાપી માણસને મરણ એક લાભ કારક સોદો થઈ પડત, કેમકે તે ઓ તેથી કેવળ પોતાના શરીરથીજ મુક્ત ન થાત પણ દુષ્ટ કુત્યો અને આત્માથી પણ મુક્ત થાત, અને એ તેમને ઘણું સુખદાયક થઈ પડત પણ તેમ થતું નથી; આત્મ ત્યાગથી મનુષ્યના સાતે અવતાર આત્મ ત્યાગ કરીને કાઢવા પડે છે ! !

ત્યારે મારે શું કરવું ? મારાથી હવે દેવીનું દુખ જોઈ શકાતું નથી.

તેના દુખ દુર કરવાના ઉપાયો કરો !

મેં ઘણા કર્યા પણ કાંઈ દુઃખ ઓછું થતું નથી ! જેમ જેમ ઉપાયો કરતો જાઉંછું; તેમ તેમ દેવીના દુખમાં ઉલટજ વધારો થ-યા કરે છે !

તમારૂં ધારવું ભૂલ ભરેલું છે ! હમેશાં પ્રયત્ન અડગ રહીને આચરવો શરૂ કરો ! શરૂઆતમાં જો કે દુઃખ આવી પડે છે, પણ તે તમામ દુખ થોડીવારમાં દુર થઇ સુખ રૂપ બનીજાય છે, માટે વ-ધારે ધીરજ ધારી હીમત ધારી દેવીના દુઃખ દુર કરવાના પ્રયાસો કરો !

હુંતો પ્રયાસો કરી થાક્યો ! હવે મને કાંઇ સુઝતું નથી ! ફકત આત્મત્યાગનો ઉમદા રસ્તો માલમ પડી આવે છે.

પ્રભુ આત્મ ત્યાગથી દેવી તરતજ આત્મ ત્યાગ કરી મરી જશે, એ નક્કી જાણજો અને એની જોડે આ દાસીપણ સદાને વાસ્તે આ-ત્મ ત્યાગ કરી પાછળ આવશે; માટે આત્મ ત્યાગનો વિચાર માંડી વાળો ! !

ત્યારે મારે કરવું શું ?

હીમત રાખો !

હવે રહેતી નથી !

આ દાસીને કામ બતાવો ? આજ્ઞા ફરમાવો ? તમારા કામમાં હું સ્હાયભુત થઇશ, દુનિયાદારીની તમામ દરકાર તજીને આપને જેમ સુખ થાય તેમ હું કરીશ.

શું તું મને સ્હાયભુત થઇશ ?

હા.

જરૂર !

હા.

ત્યારે મને કાંક હીમત આવે છે !

આ અફીણને બહાર ફેંકી દો !

લ્યો લઇજાઓ અને નીચે જઇને રામોશીને આપીદો."

અફીણ મેનાસુન્દરીએ લઇ લીધું. અને નીચે જઇને રામોશીને આપી આવી. મનહરને કાંક નવી હીમત આવી ! ઉમંગમાં આવ્યો, કાંક આનંદ પામ્યો, વિસ્મય થયો અને કાંક શરમાઇ ગયો, મેના ઉપર આવી.

"કેમ આપી આવી ?

હા !

મેના, મેના આજે તેં મને અભયદાન આપ્યું !

પરમાત્માએ મારાપર કૃપા કરી આપની સેવાનો લાભ આપ્યો !

મેના તારો ઉપકાર કદી પણ ભુલાશે નહીં !

આ કીંકરી સદાયે તમારા કામમાં સ્હાયભુત થશે ! આપ જે ધ-

ઘડીએ કામ ફરમાવશો, તે ઘડીએ હું કામ કરીશ! આપ જે કાંઈ દેવી-ઓને કહેવરાવશો તે હું તમામ તમને કહીશ, ટુંકામાં તમને બંનેને કોઈ પણ રીતથી દુખી થવા દઈશ નહીં? જગતને જાણ પડવા દઈશ નહીં, અને કોઈ પણ કામમાં આડે આવી આપને હરકત કરતા થ-ઈશ નહીં!

શાબાશ! મેના ધન્ય છે તારા પ્રેમને! દુનિયામાં જે કામ કોઈ પણ ન કરી શકે તે કરવાને તું તૈયાર થઈ! જગતમાં જે કામ કરતા નારીની પ્રતિષ્ટા ન રહે તે કામ તું ઉમંગથી દુનિયાની દરકાર તજી કરવાને તૈયાર થઈ, ધન્ય છે તારા નિખાલસ હૃદયને! ધન્ય છે તારા પ્રેમને! મારી મનહરણી મેના આવ આવ આ વખતે મને એક-વાર ભેટ!' કહી મનહર મેનાને ભેટી પડ્યો! તેને પ્રેમ ચુંબન કરી વધાવી લીધી, આજે તેના હૃદયમાંથી અખૂટ પ્રેમનો ઝરો મેનાના હૃદય ઉપર વહેવા લાગ્યો!"

પ્રાણનાથ આપ મને ધન્યવાદ આપો છો એજ તમારી પ્રભુતા છે! હજી સુધી ધન્યવાદને પાત્ર મેં કાંઈ પણ કાર્ય કર્યું નથી! સ્વા-મિને જે જે પ્રકારે જે જે રીતથી જે જે કાર્યથી અને જે જે સ્થળેથી સુખ પ્રાપ્ત થવાનો સંભવ હોય તે તમામ કાર્ય સ્ત્રીએ પતિને પરમા-ત્મા માની ઉમંગથી પોતાનું તન મન ધન અર્પણ કરી દુનિયા કામને ગમે તેવું કહે તોપણ તેની તલ માત્ર દરકાર ન રાખતા આ-તુરતાથી કરવું એજ સ્ત્રીનો સાચો પ્રેમ છે! એજ સ્ત્રીની ખરી ભક્તિ છે! એજ સ્ત્રીની મજબુત નીતી છે અને એજ સ્ત્રીની અડગ પ્રીતી છે!

મેના, મેના આજ તેં મને કૃતાર્થ કર્યો! આત્મ હત્યાથી ઉગા-ર્યો! અને મારા માનસિક અને શારિરીક દુખોનો સંહાર કર્યો! મન-

હરણી મેના આજ તારા પ્રેમની કદર કરવાની મારી પાસે જરાએ શક્તિ નથી !

પ્રાણનાથ ! આ સંસારમાં સ્ત્રીઓના શરીર પરમાત્માએ વાસ્તવિક રીતે સ્વામિઓના ઉપયોગ અર્થેજ કર્યા છે; તો આ સ્થુલ શરીરની બુદ્ધિ પ્રેમ, નિતી વીગેરે જે કાંઈ સારૂ ગણો તે તમામ તમારે કામ આવ્યું તેથી હું મારા ધન્યભાગ માનું છું ! આ સંસારમાં સ્વામિથી અધીક હું કાંઇપણ જોતી નથી અને માનતી પણ નથી !! પ્રાણનાથ પતિની આજ્ઞા એજ પરમપંથ સતિનો છે ! સકળશાસ્ત્ર પુરાણ અને સ્મૃતિનો સાર પતિની આજ્ઞામાં સમાએલો છે. મોટા મોટા ઋષી-મુની, તપેશ્વરી યોગી જતી વિગેરેનો એજ મત છે ! આ સંસારમાં સતીનો પ્રભુ ફક્ત પતિ જ છે !

જગત જનુનિ જાનકી દેવીને સમજાવવા જ્યારે રાવણ મંદ મતિનો ભાવ થયો હતો ત્યારે સતિ સાધવી મંદોદરી દુનિયાની તમામ દરકાર તજીને સીતા માતાને સમજાવવા ગઇ પતિ આજ્ઞાનું પાલણ કરી પોતાની કિર્તી જગતમાં દીપાવી હતી, જગત સતી વૃંદાને છળવાની ઇચ્છા જ્યારે કેશવ ભગવાનને થઇ હતી ત્યારે કમળા સતિએ પતિનો પક્ષ સ્વીકારી પોતાના પ્રિય બાંધવ જરાસંધનું મૃત્યુ નીપજાવી સતિની કીર્તી દીગ દીગાન્તરે દીપાવી દીધી હતી, તો આપના પવિત્ર કાર્ય સારૂ હું મારૂ તમામ તન મન અને ધન અર્પણ કરૂં એમાં હું શું મોટું કાર્ય કરૂંછું ?

ધન્ય છે ! ધન્ય છે મેના ધન્ય છે તારી પતિ ભક્તિને !

પ્રાણનાથ ધન્ય છે તમારી કેળવણીને !

અરે નાજુક પોપટડી, મારા મધુરી મેના, આ તારા નાજુક શ-

રીરમાં આટલા બધા નીતીના તત્વો ક્યાં સમાઇ રહ્યા છે, રસીલી મને બતાવતો ખરી, ક્યાં સમાયા છે ?

પ્રાણનાથ આપની અમી ભરી દષ્ટીમાં સમાયા છે. સ્ત્રીઓની નીતીના અને ડહાપણના તમામ મૂળતત્વો સ્વામીની દયા ભરી દષ્ટીમાંજ સમાયલા છે ! જો સ્ત્રી ડહાપણ વાળી હોય, જ્ઞાની હોય, નીતીવાન હોય, અને ગમે તેવી ચાલાક નિપુણ અને પ્રેમી હોય પણ તેનાપર જો તેના પતિની પ્રેમ ભરી દષ્ટી પડતી નથી તો તેનું ડહાપણ ધુળમાં મળેલું છે ! અને ચતુરાઇ ચૂલામાં પડેલી છે ! જો સ્ત્રી સાધારણ અક્કલવાળી હાબત અલેતી હોય પણ જો તેનાપર અમૃતદષ્ટી તેના પતીની પડતી હોય તો તે સતી સાધ્વી છે; માટે મોહન જ્યાં સુધી આપની અમી ભરી દષ્ટી મારાપર છે ત્યાં સુધી જગતમાં હું ડાહીજ છું, અને જો હું દષ્ટી વિનાની હઉં તો સદાએ ઘેલી મૂર્ખજ છું.

ધન્ય રે લલિતાંગી લલના ધન્ય છે તારી ચતુરાઇને ! ચિત ચોરક ચતુરા આ ચતુરાઇ તેં ક્યાં સંતાડી રાખી ?

મારા ચતુર વનમાળીની લોચન પેટીમાં !
રસીલી આ પ્રેમ ભક્તિ તેં ક્યાં સમાવી હતી ?
મારા રસીકની હૃદય ત્રીજોરીમાં !
અલબેલી આટલી બધી સ્વામિભક્તિ તેં ક્યાં રાખી મુકી હતી !
મારા અલબેલા પ્રિતમના વદન કમળની દાબડીમાં !
રસિકા આજ તારામાં હું કાંઇ નવું નવું જ જોઉંછું !
મારા રસિક એ આપના પ્રેમની નિશાની !

આહા કૃષ્ણપક્ષમાં ચંદ્રનો ઉદય થયો ! અમાસની અંધારી રાત્રીમાં પ્રભાકર ઉદય પામ્યો ! વગર ઋતુએ પ્રેમના પરજન્યની વૃષ્ટિ થઇ,

ભર જંગલમાં પ્રિતીની વાંસલડી વાગી, આહા અણધારી અમૃતની વૃષ્ટિ થઈ! આહા પ્રેમ ધારાની ઝડીઓ ફર ધર ધર પડવા લાગી, આજે આનંદ સાગરમાં હું ડુબી ગયો, નિરાશાના અઘોર જંગલમાંથી આશાના સુંદર ઉપવનમાં આવ્યો. કલેશ અને કંકાસના કારાગ્રહમાંથી આનંદના આવાસમાં આવ્યો! આહા આજે આશા અને આનંદના આવાસમાં મને કોણ દોરી લાવ્યું ?

આપનો અલૌકીક અખંડીત પ્રેમ !

શું પ્રેમ મને લાવ્યો ?

હા. આપના પ્રેમે આપની કસોટી કરી આશા અને આનંદના સાગરમાં આપને મૂકયા !

આહા તે સાગરમાંથી મારી મનહરણી મેના તેં મને તારી લીધો !

લલિતા આજના આનંદની વધામણી અને દેવીના પત્રનો પ્રત્યુતર હું તને હમણાં ને હમણાં લખી આપું છું તે તું ત્વરાથી જઈ દેવીને આપ !

ખુશીથી !

જા નીચે જઈ રામોશીને કહી ગાડી જોડાવ અને તું વસ્ત્ર પહેરી તૈયાર થા, ત્યાં સુધીમાં હું પત્ર લખી મુકું છું." આ પ્રમાણે કહી મનહરે દેવીપર આજના મામલાનો સવિસ્તાર હેવાલ લખ્યો; દેવી નીચે જઈ રામોશીને ગાડીની વરધી આપી, પોતે લુગડાં પહેરવા લાગી. થોડીવારમાં મનહરે પત્ર પુરો કર્યો; મેના શ્રૃંગાર સજી મેડે આવી !

ઓહો અલબેલી તું તૈયાર થઈ પરવારી !

હા પ્રિતમ ! લાવો પત્ર આપો.

લ્યો લલીતાંગી !" કહી પત્ર આપ્યો, દેવીએ લીધો એટલામાં કોચમેને બૂમ મારી !

ભાઈ ગાડી તૈયાર છે.

લ્યો મનહરણી ગાડી તૈયાર થઈ.

હા જીવનહાર જાઉં છું.

જીવનદોરી વ્હેલા આવજો." કહી મનહરે હડપચી ઝાલી ગાલે ટપલી મારી; મેનાં મોં મલકાવી ચાલી, નીચે ઉતરી ગાડીમાં બેસી બંગલા તરફ વિદાય થઇ ગઇ!





## પ્રકરણ ૧૨ મું.

# પ્રેમ તરંગ કે દુનિયા દોરંગ.

### દોહરો.

ધગધગતા ધરણી વિશે જડે પ્રેમ અંગાર,
ચાતક સમ પ્રેમી પુરા કરે પારખી આહાર.

સંસારમાં અવતરતા ક્ષણે ક્ષણે જન્મ અને મરણ રહેલા છે, સ્નેહી જનોમાં વાસ કરતાં પળે પળે સુખ અને દુખ રહેલા છે, રણસંગ્રામમાં ઉતરતા ડગલે ડગલે હાર અને જીત રહેલી છે, ધાર્મીક કાર્યનો આરંભ કરતા વારે વારે પુન્ય અને પાપ રહેલા છે; તેમ પ્રેમ પંથમાં પ્રવેશ કરતા ઘડીએ ઘડીએ આનંદ અને આંસુ રહેલા છે.

છે વિકટ ગલીઓ પ્રેમની પ્રેમી વિના નવ પથ જડે,
અંધાર ગલીમાં પેસતા ઠોકર ખઈ કંટક નડે,
અવિચારી દોડે કારમા અધવચ અબુધસમ આથડે,
હેરાન થઇને બાપડા ખત્તા ખાઈ પાછા પડે.



પૈયો જેમ આતુરતાથી મેઘની રાહ જોઈ રહે તેમ દેવી આતુરતાથી પત્રના પ્રત્યુતરની રાહ જોવા લાગી! આશામાં આવી મનના મનસ્વી તરંગોમાં થનક થનક નાચવા લાગી! મનહરલાલ મારા પત્રનો કેવો પ્રત્યુત્તર આપશે અથવા મારા પત્રથી તેમના મન ઉપર કેવો અસર થઈ હશે તેના નવીન તર્કો બાંધવા લાગી! આ પ્રમાણે દેવી આશા નિરાશામાં ઝુકી રહી હતી તેવામાં મેના સુન્દરી સધરામમાં બેસી બંગલામાં આવી! મેનાને જોઈને દેવી કાંક હરખાણી અને આશામાં આવી મંદ મંદ નયનો વિકાસતી વિકાસતી સ્મીત હાસ્ય કરતી મેના પાસે આવી; મેનાએ મનહરનું આપેલું કવર મુંગે મુંગે દેવીને આપ્યુ અને પોતે ગુપચુપ બંગલામાં ચાલી ગઈ! દેવી પણ કવર જોઈ કાંક સંભ્રમમાં પડી પોતાના વિલાસ ગ્રહમાં જવા લાગી! મેનાને મુંગે મુંમોઢે કવર આપીને જતી જોઈને તે વિચારમાં કાંક પડી, પણ વિચારનો ખુલાસો કવરમાં હશે એમ ધારી કવરને ફોડવા લાગી! કવર ફોડ્યો! કાગળ કાઢ્યો અને વાંચવા લાગી.

**પ્રિય દેવી,**

તમારો પ્રેમાળ પત્ર મળ્યો! વાંચી હકીકત જાણી! તમારા હૃદયની વેદના અને ભાવના વાંચતા વાંચતા મારી કેવી સ્થિતી થઈ હશે તે તમારેજ જાણી લેવી ભિષ્મ પ્રેમ પ્રતિજ્ઞા પાળતા કદાચ શરીરનો ક્ષય થાય તો વધારે ચિન્તા કરશો નહીં! એ ઉદ્‌ગારે મારા હૃદયમાં કાંક વિલક્ષણ પ્રકારની જાદુઇ અસર કરી છે; પણ હું પ્રત્યુતરમાં એટલુંજ પાઠવું છું કે તમારી પ્રતિજ્ઞાથી મેળવેલ જયના સમાચાર પા-

હવતા અને તેનો પ્રત્યુતર પ્રાપ્ત કરતા કદાચ મનહરના શરીરનો ક્ષય થઈ જાય; અગર મનહરનો પ્રાણ એકા એક તમારા પવિત્ર પ્રેમથી અંકીત થઈ સ્થુળ શરીરનો ત્યાગ કરી ઉડી જાય તો તમે ચિન્તાતુર ન થતાં, કેમકે એ પ્રેમી આત્મા તો તમારા પ્રેમી સ્થુળમાંજ નિવાસ કરશે એવી સંપૂર્ણ ખાત્રી માનજો, તમારા પર જે અસહ્ય સંકટો પડે છે, અને જે જે મુશીબતોમાંથી તમારે પસાર થવું પડે છે તેને વાસ્તે મારે શું કરવું અગર તમારે શું કરવું, તમારી મુશીબતો કેવી રીતે કાપવી તેના વીચારમાં મારી આજે અદ્ભુત પ્રકારની સ્થીતી થઈ પડી હતી ! તેનો ન્યાય કરતા કરતા કદાચ હું મારા આત્માનો ન્યાય પણ કરી નાંખત અને મારી પાછળ નજર નાંખનારાઓને હંમેશને વાસ્તે સુખી કરી દેત પણ એ સુખી ઉપાય યોજવામાં કુદરત આડે આવી અને મને અટકાવી દીધો. તમારા પ્રેમમાં તન્મય બની હું તો છેક દીવાનો બની ગયો હતો. પ્રેમ ઘેલછામાં એટલે સુધી હદ વગર ચઢી ગયો હતો; કે તમારા દુઃખને ઇન્સાફ આપવા સારૂ હું અફીણ ખાતોજ હતો; પણ એકાએક અણધાર્યો અણચિન્તવ્યો અફીણનો ઉતારનાર મળ્યો ! એકદમ સિંહ સમાન છલંગ મારી મારા હાથમાંથી વિષ લઈ લીધું અને તમારો મજબૂત પક્ષ પકડી મને અવિચારી કૃત્ય કરતા અટકાવ્યો.

નિરાશાના અંધકારમાં એકાએક રવિનો ઉદય થયો જોઈ હું અંજાઈ ગયો ! દુઃખના મહાસાગરમાં એકદમ દીલાસાનું નાવડું જોઈ નાવમાં હું બેસી ગયો ! હૃદયના ભયંકર છેવ લે પ્રેમ વ્યાધીમાં એકાએક અમૃત સંજીવનીનું અમોઘ ઔષધ મળવાથી ઔષધનું સેવન કરી પ્રેમ વ્યાધી દુર કરવાનો પ્રયત્ન કર્યો ! વિરહ અને કલેશના કારી તાપમાં હું

બળ્યો બળ્યો થયા કરતો હતો એવામાં એકાએક શીતળ છાંયડી મળી તેની છાયામાં હું બેસી સુખી થવા લાગ્યો ! જંજાળી જગતની જાળમાં હું બંધન થઇને રીબાયા કરતો હતો, પણ એકાએક જાળ તોડનાર ઉંદર આવ્યો અને જાળમાંથી વિમુક્ત કરી મને સુખી કર્યો ! હૃદય પળે પળે નિરાશા અને નિસાસાના તરંગોમાં ઝુર્યા કરતું હતું પણ એકાએક આશા અને સંતોષની લ્હેરોમાં લ્હેરે ચઢી આનંદ પામવા લાગ્યું ! આ દુખી થતા હૃદયને જગતમાં સુખી કરનાર એક પાત્રજ હતું પણ કુદરતે કાંક કૃપાવાન કરી એ પાત્રની સ્હાયતા આપી દુખ દુર કરવાનું ધાર્યું ! દોરંગી દુનિયામાં અત્યાર સુધી મનહર અને દેવી પ્રેમ તરંગે ચઢી જગબત્રીશીએ ચડી કલંકીત અને અનાચારી તરીકે ગણાતા હતા પણ નવીન પાત્રની સ્હાયતાથી દોરંગી દુનિયામાં મનહરને દેવી એક પવિત્ર પ્રેમી જોડા તરીકે ગણાશે.

આ પ્રમાણે આત્મ ત્યાગ કરતા કરતા પ્રેમરાજે પ્રેમની સખત કસોટીમાં કાંક એને ઠીક લાગવાથી નવીન સ્હાયકારી બક્ષી દેવી અને મનહરના દુઃખના ભાગીદાર કર્યાં ! જેની સ્વપ્ને પણ સુખકર થવાની આશા રખાતી નહોતી; જેની હમેશાં પ્રિતીમાં વિઘ્ન રૂપ થવાની ભિતિ રખાતી હતી; તે ભિતિ ભગવાને દુર કરી છે ! ટુંકામાં એજકે મેના સુન્દરીથી આપણે જે ભિતી રાખતા હતા, તેજ મેનાસુન્દરી ઇશ્વરી કૃપાથી આજથી આપણી થઇ છે. તેના અલૌકીક પ્રેમથી અસીમ હૃદયની ઉદારતાથી; અને પારમાર્થિક શુભવૃત્તીથી મારો જીવ બચ્યો છે; દુખ દુર થયું છે અને આપણો અન્યો અન્યને પ્રેમ અચળ અખંડીત જળવાઇ રહ્યો છે ! તેણે આપણા જીવન પ્રર્યન્ત સુધી આપણને દરેક રીતે બનતી મદદ કરવાનું કહ્યું છે, અને આપણી વાત ગુપ્ત રાખી હ-

દયની ભાવના રેડાવવાનું અભય અને સબળ સાધન બક્ષીસ કર્યું છે; તમારા આખા કુટુંબમાંથી તમારૂં કોઈ નથી એમ તમે માનતા હતા; પણ આજથી તમારી મેના છે એમજ માનજો! હું પણ એમજ સમજતો હતો કે મનહરનું જગતમાં દેવી સિવાય કોઈ નથી; પણ મનહરની દેવી અને મેના બે છે!! આ પ્રમાણે પરમાત્માએ આપણા ઉપર દયાદૃષ્ટી કરી છે તે જાણજો તમારે જે કાંઈ કહેવું હોય; અને જે કાંઈ કરવું હોય અને જે કાંઈ લખવું હોય તે મેના મારફતે સુખેથી લખજો.

બીજું તમને કહેવાનું એટલુંજ છે કે પત્ર લખતા કટાક્ષો થોડા કરજો, જો કે તમે કટાક્ષો કદરતી કરતા હશો પણ મને કટાક્ષથી કારી અસર થઈ જાય છે. આજના આત્મત્યાગનું મુખ્ય કારણ પણ તમારા કટાક્ષો કહું તો ખોટું કહેવાશે નહી. તમારા લખેલા કાવ્યો મારા કાળજાને કચરી નાંખે છે.

તમે જે લખ્યું છે કે—

"દીલની થાપણ ઓળવી ઘટે ન કરવી વાત,
પ્રાણ કહોતો પાડવું વાલમ કરવા વાત.

આના જવાબમાં હું એટલુંજ જણાવું છે કે તમે એકવાર દમયંતી અને બાહુકજીના હૃદય તપાસી જજો. સિતા અને રામની ભાવના રામાયણમાંથી વાંચી લેજો એટલે તરતજ ખબર પડશે કે, દીલની થાપણ ઓળવનાર કોણ છે; ઓળવતા કેવી સ્થિતી થાય છે; જગતમાં કેટલું સુખદુખ પડે છે!! હું પણ તેના જવાબમાં એટલુંજ કહું છું કે—

"આશાને દરિયે મુકયું હૃદય સમાગમ નાવ,
પાર ઉતારે પ્રેમથી પ્રભુ સાધીને લાગ."

માટે પ્રેમના બાંધનાર જો કે મનુષ્યો છે પણ પ્રેમનો નભાવનાર પ્રભુ છે. પ્રેમીઓ ફકત આશાના દરિયાવ હૃદય સમાગમનું નામ મુકીને વેગળા રહે છે. તે હૃદય નાવ કયાં જાય છે; અને કયાં જશે તે વિધિના હાથમાં છે. તેને પાર ઉતારનાર પ્રભુજ છે, અને તે પ્રેમીઓના પ્રેમની કસોટી કરી પ્રેમ ભકિત પ્રમાણે નાવ વહેલું મોડુ પાર ઉતારે છે; વળી બીજું તારા અને મારા વચ્ચે દોરંગી દુનિયા રહેલી છે; એટલે મનની મનમાં અને તનની તનમાં સમાઈ જાય છે. જેટલું બતાવાય તેટલું બતાવાતું નથી; જેટલું સમજાવાય તેટલું સમજાવાતું નથી અને જેટલું કહેવાય તેટલું કહેવાતું નથી; કારણ કે કહ્યું છે કે—

"જોબન દરિઆ ઘુઘવે પિયુ દેશાવર દુર,
આણુ જાણ્યા બિન અનુભવી જાણે ન નિરનું નુર."

વળી તે ઉપરાંત તારા હૃદયના ખુલાસાને વાસ્તે નીચેની લીટીઓ પુરતી થઈ પડશે.

"વિરહી વિરહે બળી મરે દુનિયા કરે ન પ્રમાણ,
ખવાય પ્રેમી ખોળીયાં પરવશ પડીને પ્રાણ."

વળી તું લખે છે કે "અંતર ઘટને અંતર પરખે, નાથ ખબર લ્યો છવતે મરતે" તેના ખુલાસામાં હું એટલું કહું છું કે—

ભિતરમાં ભડકા બળે જગ દેખે નહીં ઝાળ,
વલખા મારે પ્રેમીઓ ભરી કારમી ફાળ."

માટે મારા હૃદયની વેદના મારૂ મનજ જાણે છે; અને તારા હૃદયની વેદના તારૂંજ મન જાણે છે; એ સિવાય અન્ય કોઈ જાણતું નથી કેમકે—

"મુંગાને સ્વપ્નું થયું મનમાં રહી મુઝાય,
પ્રિતીનું તો પારખું જીભે કહ્યું ન જાય."

માટે મારૂ હ્રદય તારા પ્રતિ કેવું છે તેનો તોલ તું તારી મ-જેજ કરી લે જે, કાલ સાંજના પાંચ વાગતા આવીશ. કાગળ વાંચી કલ્પાંત કે વિષાદ કરશો નહીં. જે રીતે હરી રાખે તે રીતે સંતોષે રહેજો, પ્રેમનો પંથજ એવો છે. તારા પત્રમાં લખેલા કાવ્યોના ખુલા-સા આ નીચેના કાવ્યમાંથી તારા મનનું સમાધાન થઈ શકે તે પ્રમાણે નીકળી આવશે.

પદ.

"ઝેર સરખુ સ્નેહ પાખે સ્નેહ તે અમૃત ખરૂં,
જેવું જેશું મન લાગ્યું પ્રાણ ગયે ન કરે પરૂં;
પ્રિત કેરી રીત જગમાં શીખવી નવ આવડે,
સદાતો સાચી નભે સંમે જુદી તે દીઠી પડે."

માટે પ્રિતી અજબજ છે. તેનો નભાવ કરવો તેમાંજ પ્રેમીની ચ-તુરાઈ અને પ્રેમ રહેલા છે કેમકે—

"પ્રથમ કરીને પ્રિત જળ પાખી દાદુર જીવે,
મચ્છની એહન રીત પ્રાણ તજે પાણિ વિના."

લી. તારો
મનહર.

કાગળ વાંચતાની સાથે દેવી મૂર્છાવશ થઈ ગઈ! જેવી સ્થિતિ દેવીનો પત્ર વાંચતા મનહરની થઈ પડી હતી તેવીજ સ્થિતી મનહરનો પત્ર વાંચતા દેવીની થઇ ગઈ! પ્રેમ અન્યો અન્ય સરખોજ છે. તેના સુખ દુઃખ પ્રેમીઓના હ્રદયમાં સરખી રીતેજ થાય છે. થોડીવારે દે-

વીને ભાન આવ્યું ! ! ઉઠી બેઠી થઈ ! પાણી પીધું, ઘડીઆળમાં હેનયું ચાર વાગેલા જોતાં; કાંક ઉમંગમાં આવી, અને આનંદથી ફ-રવા લાગી, અને મન સાથે બોલવા લાગી, "મનહરલાલને આવ-વાની હવે થોડીવાર છે. આહા મેં પણ મૂર્ખાઈ કરી ! ન લખવાના શ-બ્દો લખ્યાં, અને તેમને ખોટું લગાડ્યું ! સ્ત્રીઓનાં મન ચંચળ અને સાહસિક છે તે ખોટું નથી. સ્ત્રીઓનું જીગર ઘણું હલકું અને ઓછું છે તે પણ બરાબર છે મારાથી જરા પણ જીરવાયું નહીં. લખતાં શું લખ્યું પણ એમાં મોટો ગજબ થઈ જાત ! મારી મેનાએ મારી જી-ન્દગી સુધારી ! મનહર અને દેવીને જગતમાં મરતાં બચાવ્યાં ! આજે તે જોવા આવે કે તરતજ હું લખેલા અવિનયની ક્ષમા માગી પાવન થઈ જાઉં ! ! તેમને એકવાર સારી રીતે ભેટી લઉં અને નયનથી નિ-રખી લઉં ! !" આ પ્રમાણે આશા નિરાશામાં દેવીએ વખત કાઢવા માંડ્યો ! કાગળ વારંવાર વાંચતી જાય અને વાળતી જાય ઘડીકમાં ખુશી થાય અને ઘડીકમાં દીલગીર થાય એ પ્રમાણે પ્રેમ તરંગમાં ઉ-છળવા લાગી ! બરાબર પાંચનો સમય થતાં મનહરલાલની વિકટોરીઆ આવી ! મનહરલાલ ગાડીમાંથી ઉતરી દેવીના ભૂવન પ્રત્યે ગયો ! દેવી મનહરને જોતાંજ બેબાકળી બની ગઇ ! રડી પડી ! અને ઘેલીની માફક કુદકો મારી મનહરને ભેટવા નીચે પ્રમાણે બોલતી બો-લતી દોડી !

"ઓહો કોણ કોણ મારા જીવનહાર મનહર ? આ પાપણી ખા-તર પ્રાણ ત્યાગ કરનાર પરમ પુરૂષ મારા હૃદય મણી મનહર !

આહા પ્રેમ પ્રતિજ્ઞા ખાતર નિરંતર દુઃખ ખમનાર મારી જીવન દોરી દેવી ! મારા સારૂ શરીરનો ક્ષય કરનાર મારી મનહરણી દેવી !"

કહી બંને પ્રેમીઓ રડતી આંખે ડુસકા ખાતો બેઠાં પડયાં !! પાંચેક મિનિટ સુધી બોલ્યા ચાલ્યા સિવાય બંને જણા બેઠી પડેલા વૃક્ષ સમાન સ્થિતિમાં ઉભા રહ્યા ! જરા પણ હાલ્યા ચાલ્યા નહીં ! એમને એમ જડ પદાર્થ સમાન અથવા દીવાલપર આલિંગન કરેલા ચિત્રેલ પ્રેમી ચિત્ર સમાન ઉભાં રહ્યાં !! થોડીકવાર થઈ એટલે હૃદયમાં ચૈતન્ય આવ્યું ! બંને જણા જુદા પડયાં !! જુદા પડતા દેવી બોલી કે—

"પ્રિયતમ પ્રિતી શાની બનેલી હશે ?

પ્રિયા પ્રિતી નિશ્વાસ અને અશ્રુધારાની બનેલી છે !!

ના ના મોહન પ્રિતિતો વિશ્વાસ અને સેવાની બનેલી છે.

હું ધારૂં છું કે કલ્પના અને મનોવૃત્તિની બનેલી છે !

મારા સમજવામાં તો એમ એમ આવે છે કે પ્રિતી દક્ષિણાઓ અને પૂજનની બનેલી છે.

કદાચ કર્તવ્ય અને અનુસરણની બનેલી હશે !

મારા અનુભવ પ્રમાણે નમ્રતા અને ધીરજની બનેલી છે.

મારી કલ્પનામાં તો એમ આવે છે કે પ્રિતી અધીરાઈ અને વિશુદ્ધાની બનેલી છે !

ના, ના પ્રિતી કસોટી અને ઉમળકાથી થએલીછે.

વારૂ મોહન ! મારા પત્રથી આપ આત્મત્યાગના નિશ્ચય ઉપર કેમ આવ્યા ?

મારાથી તમારૂં દુઃખ વાંચી શકાયું નહીં ! મને એમજ લાગ્યું કે હું એકલો આખા જગતને હેરાન કરૂંછું માટે આત્મત્યાગ કરીશ તો દેવી સદા સુખી થશે.

વાહ વાહ ધન્ય છે તમારી બુદ્ધિને ! આવો અયોગ્ય વિચાર કરતાં તમને કાંઇ દેવીની દયા આવી ?

જ્યારે તમને હ્રદય દ્રાવક શબ્દો લખતા મનહરની દયા ન આવી, તો તમારા માગેલા ઉતર આપતા મને મારા જીવની દયા શી રીતે આવે ! !

હું તો મૂર્ખ છું ! પણ તમે શા સારૂ મૂર્ખાઇ કરવા તૈયાર થયા !

જ્યારે સ્ત્રીઓ જ્યાં સુધી મૂર્ખજ રહે છે ત્યાં સુધી પુરૂષો સદાને વાસ્તે મૂર્ખજ રહેવાના છે !

આર્ય સંસારમાં સ્ત્રીનો અવતારજ મિથ્યા ગણવામાં આવે છે.

હા જ્યાં સુધી આર્ય સંસારમાં સ્ત્રીના અવતારને મિથ્યા ગણવામાં આવે છે ત્યાં સુધી આર્ય સંસારજ મિથ્યા રહેવાનો છે; અને આર્યોનું સુખ પણ મિથ્યાજ રહેવાનું છે ! !

હિંદુ સંસારમાં સ્ત્રી એક નજીવી ચીજ છે! તેની દરકાર પણ નજીવી છે જ્યાં સુધી સ્ત્રીને નજીવી માનવામાં આવે છે અને તેની દરકાર પણ નજીવી રાખવામાં આવે છે ત્યાં સુધી પુરૂષો પણ નજીવાછે.

વ્હાલા નરકનું દ્વારજ નારી છે !

નારીને નરકનું દ્વાર કહેનારજ નરકના અધિકારી છે !

પ્રમદાની બુદ્ધિ પાનીએ !

જો એમ હોતતો પ્રમદાની કુંખે રામચંદ્ર જેવા અવતાર થાત નહીં ! પ્રહલ્લાદ, ધ્રુવ, અંબરીષ, પ્રતાપ, શિવાજી, લક્ષ્મણ, કૃષ્ણ, ભિષ્મ, અર્જુન, વેદવ્યાસ નારાયણ, પ્રેમાનંદ, દયારામ, કાળીદાસ,

ન્યુટન, લ્યુથર, સ્પેનસર અને એડીસન જેવા રત્ન પુત્રોને જન્મ આપનારી સ્ત્રીઓજ છે ?

તમે એકલા સ્ત્રી જાતીની કીમત સમજો છો પણ જગત જાણતું નથી.

જ્યાં સુધી જગત જાણતું નથી ત્યાં સુધી જગતમાં ક્લેશને કંકાસ છે ?

જગતનો કલેશને કંકાસનુ મૂળજ કામનીને કહે છે. જુઓને કહેવત છે કે જર જમીન ને જોરૂ એ ત્રણ કજીઆના છોરૂ ? માટે સ્ત્રી એટલે કંકાસનું મૂળ ?

ના ના સ્ત્રીઓ એ પરમાત્માની કુદરતના સુગંધીદાર પુષ્પો છે. ?

જગતમાં કજીઆનું કારણજ સ્ત્રીજ છે ?

ના, ના સ્ત્રીઓ એ જગતની સુન્દરતા છે.

પુરૂષોને જહેર સમાનજ સ્ત્રીજ છે,

ના, ના પુરૂષોની જીંદગીની મીઠાસ સ્ત્રીઓ છે.

જો તમારા કહ્યા પ્રમાણે સ્ત્રીઓની કીંમત થતી હોત તો આર્ય સંસાર આટલો નિર્બળ પ્રિતિહીન હોત નહીં !

પ્રિયા ! આ દેશમાં સ્ત્રીની સાચી કીંમત સમજવા વાસ્તે થોડાક જમાનાની જરૂર છે. જ્યાં સુધી આર્યો એમ નથી ધારતા કે સ્ત્રીઓ એ પુરૂષનો પુરૂષાર્થ વધારવા સારૂ પ્રત્યક્ષ જાદુ છે, સ્ત્રીઓએ જગતના પ્રવાહને આગળ વધારનારી મહા શક્તિ છે, સ્ત્રીઓ એ મહાત્માઓને ઉત્પન્ન કરનારી એક રત્નની ખાણ છે, ત્યાં સુધી આર્યોની સંતતિ કદી પણ દેશાભિમાની પરમાર્થીક સત્યવાદી પ્રેમી અને ભક્તિવાન

નીવડી શકશે નહીં; કેમકે ભવિષ્યની પ્રજાના સુખની દોરી સ્ત્રીઓનાજ હાથમાં રહેલી છે. સૌંદર્યનો સ્વામી સ્ત્રીઓના ચ્હેરામાં છે. દયાનો દેવ સ્ત્રીઓના કરકમળમાંજ છે. શરમનો સ્વામી સ્ત્રીઓની આંખમાં છે! સંગીતનો દેવ સ્ત્રીઓના કંઠમાં છે; સ્વર્ગનું અમૃત સ્ત્રીઓની જીભમાં છે! સ્વર્ગ પોતે સ્ત્રીયોના પ્રેમમાં છે અને મોક્ષનું ધામ સ્ત્રીઓના હ્રદયમાં છે.

આહા તમારા કહેવા પ્રમાણે જો સ્ત્રી જાતને આ દેશમાં સમજવામાં આવતી હોતતો આર્ય પ્રજાની દશા અત્યારે કાંક જુદીજ હોત! આર્ય પ્રજા કાંક નવાજ રંગમાં મોજ મારતી હોત, અને આર્યાવ્રતની કીર્તિ દિગ્દીગાન્તરે દીપાવતી હોત!!

પ્રિયા જ્યાં સુધી જે દેશમાં દયાની દેવી, જગતની મીઠાસ, આનંદના અવતાર, ખુશીના ભંડાર, સુન્દરતાના નમુના, સ્નેહના સમુદ્ર, પુરૂપાર્થની કુંચી; ઇશ્વરની ખુબી અને જગતની મહા શક્તિ મહા લક્ષ્મી સ્ત્રીઓને હલકી ગણવામાં આવે છે ત્યાં સુધી તે દેશની પ્રજા સર્વદા હલકીજ રહેવાની છે.

જીવનહાર જ્યારે તમારા કહેવા પ્રમાણે પુરૂપ સ્ત્રીઓની કીંમત જાણે ત્યારે અમે સ્ત્રીઓ પણ અમારૂં કામ અમારી મેળેજ જાણી લઇએ. જ્યારે જે દેશમાં સ્ત્રીઓને તમારા કહેવા પ્રમાણે સુખી રાખવામાં આવે ત્યારે સ્ત્રીયો પણ જગતમાં સૌન્દર્ય ફેલાવવું, પુરૂષોમાં અમૃત રેડવું, બાળકોમાં મનુષ્યપણું મૂકવું; સંસારમાંથી દુઃખો દુરકરવા, જગતમાં પ્રભુનો પ્રેમ પ્રસરાવવો, બાળકોને નવુ જીવન આપવું અને પરમાર્થ તથા દેશ ભક્તિ શીખવવી એ સ્ત્રીઓની ઉત્તમ ફરજ છે એ સમજી ભવિષ્યની પ્રજાને એવી ઉત્તમ અને પરાક્રમવાળી બનાવે કે દુનિયા હેરત પામી જાય.

સ્ત્રીઓને અતિથી સમજવી, મિત્ર સમજવી શરણાગત સમજવી, અને તેમને નિરંતર પ્રસન્ન રાખી સુખી કરવી એ અમારા પુરૂષોનું કામ છે.

ત્યારે પુરૂષોને રસભરેલા રાખવા, પુરૂપાર્થમાં રાખવા, આનંદમાં રાખવા, સદા મહત્ કાર્યોમાં ગુંથાએલા રાખવા અને દેશોન્નતિના કાર્યમાં તદ્લીન રાખવા એ અમારી સ્ત્રીઓનું કામ છે ! !

જગતના તમામ વૈભવ સુખ આનંદી અને શાંતી આપી સર્વદા તમને સુખી રાખવામાંજ અમે અમારો પુરૂપાર્થ સમજીએ છીએ.

ત્યારે અમારા હ્રદયની પવિત્ર ભાવનાઓના સંસ્કાર બળે કરી; અને અમારા ઉત્તમ અડગ પ્રેમના યોગે કરી સ્વર્ગને આ સંસારમાં ખેચી લાવી તમને ધર્મ અર્થ મોક્ષ અને કા એમ ચારે પદાર્થોની પ્રાપ્તી ગ્રહસ્થાશ્રમમાં કરાવવામાં અમે અમારૂં સ્ત્રી પણું સમજીએ છીએ.

પ્રિયતમ આપણા પવિત્ર પ્રેમતરંગને દુનિયા દોરંગી કેવો ગણુશે ?

તેની દરકાર આપણે શું કામ રાખવી જોઇએ !

જગતને જીતાશે ?

જગત કોઇથી જીતાયું છે ?

ના.

ત્યારે આપણે શું કરવું ?

આપણા પવિત્ર પ્રેમમાં મસ્ત રહેવું ! ટેકનું પાલન કરવું અને પ્રભુનું ધ્યાન ધરવું !

વચ્ચે દોરંગી દુનિયા હરકત કરે તો ?

ખમવી !

એટલે !

દુનિયા જે કાંઈ કહે તે કહેવા દેવું ! જો આપણે આપણા પ્રેમમાં

પવિત્ર હઇશું તો દુનિયા થોડીવાર લવારો કરી બંધ થઈ જશે! અને જો આપણે અપવિત્ર હઇશું તો દુનિયાનો લવારો સર્વદા ચાલુંજ રહેશે માટે આપણે આપણા કર્તવ્યમાં તદ્‌લીન રહેવું એજ ઉત્તમ ઉપાય છે !!

અને માથે પડે તેનું શું કરવું ?

યુક્તિથી સહન કરવું !

સહન તો નથી થતું !

સહન કરવામાંજ ચતુરાઇ રહેલી છે ! દુનિયાના અપવાદો હૃદયની પવિત્રતા રાખી પ્રેમનું અડગપણું સાચવીને ટાઢા મનથી સહન કરવા અકળાવું નહીં, મુંઝાવું નહીં, ગભરાવું નહીં અને સર્વદા સહનશિલતા રાખી સમયને ભણી યુક્તિથી માથે પડેલી નભાવી લેવી ! અંતરમાં જરાપણ ઓછું આણવું નહીં ! કેમ હવે કાંઈ કહેવું છે ?

ના, પ્રિયતમ ! આજ મારા મનની ગભરામણ ઓછી થઈ !

લ્યો લલિતાંગી હવે હું જાઉ છું.

હેં જશોજ !

હા.

પ્રાણ વહેલા પધારજો ! દાસીની ખબર અન્તર લઈ હૃદય વેદનાનું દુઃખ ઓછું કરજો.

જાઉ છું.

પધારજો." કહી પ્રેમી જોડું રડતી આંખે જૂદું પડયું !! મનહરલાલ બંગલામાંથી જવા લાગ્યો ! દેવી ટગર ટગર મનહર ભણી જોઇ રહી ! મનહર અદૃશ્ય થયો કે તરતજ દેવી પણ અદૃશ્ય થઇ !!



## પ્રકરણ ૧૩ મું.

# ભોળી ભામનીના ભગવાન.

દોહરો.

મુખ જેનાં મધુરા નથી, અમી ભરેલ ન આંખ,
પ્રિત પરાણે બાંધતા, રૂડી ચોળવી રાખ.

---

સાકરના જેમ જેમ બારીક કકડા કરવામાં આવે છે તેમ તેમ મિઠાશ વધતી જાય છે, સુખડને જેમ જેમ સળગાંવવામાં આવે છે તેમ તેમ સુગન્ધી આપતી જાય છે, કણુકને જેમ જેમ કુંપવામાં આવે છે તેમ તેમ સ્વાદમાં ઓર વધારો આપે છે, અને પ્રેમીને જેમ જેમ કપટ અને દુઃખમાં ઉતારવામાં આવે છે તેમ તેમ દીલની પવિત્રતા વધારે જણાઇ આવે છે.

---

સંસારમાં પારસમણી ચિંતામણી છે કામના,
કામ ધેનુ કલ્પ તરૂ રસ કુંપી સૌના કામના;
અજબ કાન્તિ અલખ શાન્તિ વેદ કરતા વાચના,
છે પ્રેમ નિર્મળ રત્ન જેની નવે ખંડે નામના.

ડાહ્યા—ઝવેરી.




રી કોઇની થઈ નથી, થશે પણ નહીં અને થવાની પણ નથી. મુખમાં અમૃત અને હૃદયમાં ઝેર, નયનમાં પ્રિતિ અને અંતરમાં અણગમો; હાથેથી નમસ્કાર અને પગેથી લાતો, વચનમાં મિઠાસ અને અંતરમાં કડવાશ, કહેણીમાં હકાર અને રેણીમા નકાર, બોલવામાં સુલટા અને ચાલવામાં કુલટા, એકથી જાર રમનારી અને બીજાથી પ્યાર બાંધનારી; ત્રીજાને પરલોકમાં વળાવનારી ચોથાને કટાક્ષ મારી તૈયાર કરનારી, નરકની બારી, વિષની ઝારી, કુકર્મની કટારી, અને અષ્ટાંગે દુરાચારી વ્યભિચારી પાપણી, સાપણી પીશાચણી ડાકણી અને શાકણી જગતમાં નારીજ છે. પાપની પનોતી કલેશનું મૂળ અને નરકની ખાણી નારીજ છે. જગતને અવળે રસ્તે દોરનારી, પુરૂષોનું પુરૂષાતન હરનારી અને જીવ ધારીઓની રગે રગે રોગ ભરનારી નારીજ છે. એક બીજાને લડાવી મારનારી, દેશમાં અનાચારનો પંથ પ્રસરાવનારી, રક્તની સરિતાઓ વહેવડાવનારી, જોગીઓનો જોગ તજાવનારી, મુનિઓનું મુનીપણું મુકાવનારી, નિતી, સત્ય, વિવેક અને લજ્જા વર્જાવનારી, ધર્મ કર્મ અને પુન્યને પ્રજાળનારી નારીજ છે. આર્ય ભુમિની ખ્વારી કરનારી, દેશની સ્વતંત્રતાનો નાશ કરનારી અને પરાધિનતાની બેડી પહેરાવનારી પાપણી નારીજ છે. ભરથરી જેવા ભાગ્યશાળી ભુપને ભગવા આપનારી કુલટા નારીજ છે; તેમાંની એક મુખ્ય દેવી! અરે દેવી નહીં પણ દાનવી પીશાચણી કુલટા વ્યભિચારણી સાથે મારૂ પાનું પડયું. મારા પુર્વ જન્મના પાપે આડા આવી તેવી કુલટા સાથે મારો સંબંધ જોડયો! હર હર હર હું સદાને વાસ્તે દુખી રહ્યો! મારે

પરણ્યે પાંચ પાંચ વરસ થયા પણ પ્રેમ સુખ લેવાની એક ઘડી આવી નહીં. જૂની મળી પણ અવળચંડી મળી; અને નવી મળી પણ માથાની મળી! મળી મળી! રાંડને સમજાવતા સમજાવતા મારી જીભનો તો કુચો થઈ ગયો પણ એકની બે થઇ નહીં; છચોક તેણે મારો તિરસ્કાર કર્યો, અને ભાઈ બાપ બનાવી શરમીંદો કરી નાંખ્યો! શિવ, શિવ, શિવ, હવે મારે શું કરવું?

બે નારીના નાવલા સદાએ દુખીના દુખી! હેવી ફાટી ગઈ! વંઠી ગઈ! હદ બહાર જતી રહી! મારી તો તલ માત્ર પણ પરવા કરતીજ નથી; અને છચોક મનહર સાથે ધણી ધણીયાણીના સંબંધ બાંધી બારે માસ પિયરમાં મરી રહે છે. મેં જાણ્યું નવી કરીને સુખી થઇશું; જૂનીની ખુશામત કરવી મટશે પણ નવી કરતાં જૂની બદલાઇ ગઇ; મારો ત્યાગ કરી ચાલી ગઈ; અને નવી પણ મને પા ગઈ, અને સદાને વાસ્તે મારાપર અણગમો બતાવી પીયરમાં નાઠી ગઈ! હવે શું કરવું. આ સંસારમાં શી રીતે રહેવું? શેઠીયાની છોડીઓ પરણતાં આવો લાભ મળ્યો! દુનિયામાં લાડ લાડ થયા; તિરસ્કારને પાત્ર થયા; હળવા થયા; ભારબોજ ઘટી ગયો, અને મૂર્ખાઓમાં ખપી સદાને વાસ્તે વાંઢા બળદીયા જેવા બન્યા!!

રાંડને કરોડો વખત સમજાવી પણ અહીંઆં આવતીજ નથી. પરાણે પરાણે દુનિયાદારી ખાતર આવે છે તો તરતજ એકાદ બે દીવસ રહી પીયરમાં ચાલી જાય છે. જગતની કન્યાઓ કરતાં અવળુ વહન શ્રીમંતોની કન્યાઓ કરે છે. જગતની તમામ કન્યાઓ જ્યારે મોક્ષનું ધામ અને સુખનો સાગર સાસરૂ ગણે છે ત્યારે શેઠીયાઓની કન્યાઓ સાસરાને નર્કનું દ્વાર અને દુઃખનો દરીઓ ગણે છે. સ્વામિ-

ને જ્યારે બધી સ્ત્રીઓ માથાનો મુગટ અને પ્રભુ માને છે ત્યારે શ્રીમંતોની કન્યાઓ સ્વામીને પગનું પગરખું અને વગર પૈસાનો ચાકર ગુલામ ગણે છે.

જ્યારે તમામ સ્ત્રીઓ સ્વામીનાથની સોટીઓના ઝપાટા, અને દુઃખની ઝડીઓ ખમી આનંદથી મરતાં લગી સાસરામાં રહીને સુખ માને છે ત્યારે શ્રીમાનોની કન્યાઓ સ્વામિનાથ સો સો વાર પગે પડે પાણી માગે ત્યારે દુધ આપે અને આખો દીવસ સુખ આપે તોપણ દુખથી ત્રાસી મરતા લગી પિયરમાં રહે છે. મારા ભાગ લાગ્યા કે શેઠીયાની છોડીને હું પરણ્યો ! હવે શું કરું ? એ પાપમાંથી શી રીતે છુટો થાઉં ? હવે દીવસે દીવસે દેવાની ચાલચલગત બદલાતી જાય છે; અને રાત દીવસ મનહરના તારમાંજ તલ્લીન રહે છે; હવે તો એ કર્કશાને ઝેર આપી મારી નાંખવી એજ ઉત્તમ છે. તેનો જાન લીધા સિવાય આ જીવને સુખ અને જંપ જીવતા જીવતાં મળવાનો નથી: ચાલ આજ સાંજે તે કુલટા જેવી આવે કે તરતજ દુધમાં ઝેર નાંખી પાર કરી દેઉં ! નારી એ નરકનું દ્વારજ છે; તેમાં જરાપણ સંશય નથી. ભરથરી જેવા જ્ઞાની મહારાજા પણ નારીને વાસ્તે કહી ગયા છે કે:—

“ याचिंतयामि सततं,
मयिसाविरक्ता;
साप्यन्यमि च्छतिजनं
सजनो न्यसक्तः
अस्मत्कृते चपरितुष्यति,

काचिदन्या;
धिक्तां चतं चमदनं,
चइमांचमांच. "

" ભલે ભામની જાણો સાચી નથી થવી એ સાચીરે,
ક્રોડ ઉપાયે કરો જતન પણ કામ પ્રગટતાં કાચીરે;
એકજ કામની ઇચ્છા એને એકજ સુખની પ્યાસીરે,
ઝેર હૃદયમાં મુખમાં અમૃત જણાશે જુઓ તપાશીરે.
ધિક નરનારીના વિશ્વાસી રહે અંગારે રાચીરે,
તે નર ગોથા નર્કેજ ખાશે ફસાઇ પડશે ફાંસીરે;
છે અબળા પણ નરની ઘાતક કે નર કરતી ઉદાસીરે,
ભોળાપણે ભૂલો ખવરાવે નીચ નરક નિવાસીરે. "

• સ્ત્રી જાતને હમેંશા ધિઃક્કાર છે, સ્ત્રીને આ જગતમાં સાચું વ્હાલું કોણ છે ? કોઇ નથી.

" जलपांति सार्द्धमन्येन ।
पश्यंत्य न्यं सविभ्रम् ॥
हृदयोचिंतयंत्यन्यं ।
प्रियः कोनामयोषिताम् ॥

અબળા એક પુરૂષની સાથે વાત કરે છે, બીજાને હાવભાવથી જુએ છે, અને પોતાના મનમાં ત્રીજાનું ચિંતવન કરે છે: માટે અબળા કહેવાઇ કામ પ્રસંગે પ્રબળા બનતી અબળા જાતીને ધિક્કાર છે, આજે તે કુલટાને વિષ આપી એકદમ પાર કરી દેવી તે ઉત્તમ છે, "

આ પ્રમાણે ભગાભાઈ દેવીને ઠાર કરવાના વિચારમાં ક્રોધાવેશમાં આવી કુદંકુદા કરી રહ્યા હતા; આ વખતે દેવીને આવવાને વાસ્તે પા કલાકનીજ વાર હતી. ઘડીઆળમાં ૭ા થયા હતા. દેવી જ્યારે સાસરે આવતી હતી ત્યારે બરાબર આઠ વાગતા સીગરામમાં બેસીને આવતી હતી. તે હમેશાં એ વખત પોતાના પીયરમાંજ જમતી હતી. ભગાભાઈને ત્યાં ક્વચિતજ ખાતી હતી.

સાંજના જમીને આવતી હતી અને સવારના આઠ વાગતામાં તેને ગાડી તેડવા સારૂ આવતી હતી તેમાં બેસીને પીયર જતી રહેતી હતી, વખતે ભગાભાઈ ઘણોજ દુરાગ્રહ કરતા ત્યારે રાતના દુધ કે ચાહ પીતી હતી, તે સિવાય તે કંઈ પણ ખાતી નહી. તેને ભગાભાઇને ઘેર આવતાંજ કંટાળો આવતો હતો, તો ભગાભાઈનું ખાતા તેને ઉમંગ ક્યાંથી થાય ? દુનિયાદારીને બતાવવા ખાતર દેવી રાતના કોક કોક દીવસે સાસરે આવતી; ને જ્યારે સાસરે રહેતી હતી ત્યારે સવામણનું મોં ચડાવીને ઉદાસમાં ને ઉદાસમાં રહેતી હતી; અને ભગાભાઈ તરફ તો હમેશાં તિરસ્કાર અને ધીટકારની નજરે જોતી હતી, તેણે લીધેલી પ્રતિજ્ઞાનું પાલન તે મજબૂત રીતે કર્યા કરતી હતી, અને તે પ્રતિજ્ઞા પાલનના સારૂજ હમેશા ઉદાસ રહેતી હતી. તે ભગાભાઈ સામે કરડી નજરથી જોતી હતી; ભગાભાઇ તેને ફોસલાવવાના કરોડો ઉપાય કરતા, શામદામ ભેદ પણ પુષ્કળ લડાવી ચુકતા, વખતે દંડ પણ આપી ચુકતા ધમપછાડા મારફાડ અને ગાળંગાળા ચલાવી દેવીને કાયર કરી મુકતા હતા; તો પણ દેવી એકની બે થતી નહી, અને તેમની સામે સ્વપ્ને પણ મુખ મલકાવીને નજર કરતી નહીં; ભગાભાઈ જરાપણ દેવી પાસે જતા અથવા તેને અડકતા તો દેવી ભાઇ બાપ ભાઇ બાપ

કહીને ભગાભાઇના કામનો નાશ કરી દેતી હતી; અને પોતાનું આખું અંગ સંકોચી સંતાડીને છાનીમાની લપાઇને જુદાજ બિછાનામાં પડી રહેતી હતી.

જ્યારે ભગાભાઇ નિંદ્રાવશ થતા હતા ત્યારેજ દેવી જરા જંપતી નહીંતો આખી રાત જાગીને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરતી હતી, અને આ કારણને લીધેજ તે સાસરે બરાબર આવતી નહીં. આવી દેવીની વર્તણુકથી ભગાભાઇ ઘણાજ કંટાળી ગયા હતા, અને વારંવાર દેવીને મારી નાંખવાના નિશ્ચય ઉપર તે આવી જતા હતા.

આજેતો દેવીને મારી નાંખવાની તેમણે ખાસ કરીને યુક્તિ રચી હતી. પોતાના ઓળખીતા વૈદને ત્યાંથી પાંચસો રૂપીયાની કંઠી આપીને હલાહલ વિષ લાવ્યા હતા; અને તે વિષ દેવીને દુધમાં આપવાનો ઠરાવ કરી બેઠા હતા; આ પ્રમાણે આજના અજબ મામલામાં આવી ભગાભાઇ દેવીની રાહ જોતા હતા; બરાબર આઠનો અમલ થતા દેવી સીગરામમાં બેસી સાસરે આવી; ભગાભાઇ દેવીને આવતી જોઇ વિષને સંભાળી લીધું અને અગાઉથી તૈયાર કરેલા દુધના બે પ્યાલામાં એક પ્યાલો પોતાના વાસ્તે ખાસ અલાયદો રાખી બીજા પ્યાલામાં વિષ રેડી દીધું; અને વિષને બરાબર રીતે દુધ હલાવીને મિશ્ર કરી દીધું; અને પોતે હરખાતા હરખાતા ઉપરનો કૃત્રીમ પ્રેમ બતાવતા બતાવતા મેડામાં ફરવા લાગ્યા; દેવી ઉદાસ વૃતી ધારણ કરી મેડે આવી; અને એક ખુણામાં જઇ સોડીયું વાળી બેઠી; ભગાભાઇએ ભોપાળું રમવું શરૂ કર્યું.

"ઓહો આજતો સોનાનો સૂરજ ઉગ્યો કે તમે સાસરે આવ્યાં."

દેવી છાનીમાની ચુપ થઇને બેસી રહી; ભગાભાઇના બોલવા તરફ બીલકુલ લક્ષ દીધું નહીં.

" ઓહો બોલશો પણ નહી કે ?

શું કામ છે ? તમારે શું બોલાવવું છે ?

અરે આમતો આવો ! જરા પાસેતો બેસો " કહી ભગાભાઇ દેવી પાસે ગયા,

" ખબરદાર મને અડકશો નહીં. વેગળેથી વાત કરો,

એમાં શું તારા બાપનું મેં લઇ લીધું. જ્યારે મને અડકવું નહોતું ત્યારે શું ઝખ મારવા મારી સાથે પરણી ?

ઝખ મારવા સારૂજ હું તમારી સાથે પરણી છું.

મારા સામી આમ કરડી આંખ કરે છે ત્યારે તારી મા સામી કરડી આંખ પરણાવતી વખતે કરવી હતી ને ?

મુઇ મારી મા ! એણેજ મને હાથે કરીને કુવામાં ઉતારી છે. એણેજ મારો અવતાર રદ કર્યો છે. એણેજ મારી જીંદગી ઝેર કરી છે; હવે જો ભગવાન મને મૃત્યુ આપે તો હું તમારા પાસમાંથી છુટી થઇ સુખી થાઉં ! હવે મને જગતમાં જીવવું ગમતું નથી.

ત્યારે શું કરશો ? તારી માએ તારો અવતાર રદ કર્યો પણ તું મારો શું કામ અવતાર હાથે કરી રદ કરે છે, જરા તો પ્રભુનો ડર રાખ !

તમે તો તમારો અવતાર હાથે કરીનેજ રદ કરેલો છે. જ્યારથી એક ઉપર બીજી કરી છે ત્યારથી તમારી તો બાજી બગડી છે. તમને જૂનીનો અવતાર રદ કરતાં દયા ન આવી ? વિના કારણે તેને વિશ્વ વગડામાં રઝળતી મુકતાં તમને કાંઇ વિચાર આવ્યો ? તેની આંતરડી કકળાવતાં તમને કાંઇ કરૂણા ઉપજી ? તેના પ્રેમનો કાંઇ પણ કારણ વગર એકદમ ત્યાગ કર્યો; તેનો અવતાર રદ કર્યો; બિચારીને જીવતી

સળગાવી મારી; અને જોઉં મને સળગાવવાને બીજી પરણ્યા ! તમે જુનીનું જીવતર રદ કર્યું તો ભગવાને તમારૂં જીવતર રદ કર્યું !

જાઓ જાઓ મારો મોહ મુકી દઈ જૂનીના પ્રેમનો સત્કાર કરો અને તેને બળતી ઉગારો. હું તો તમને ભાઇ અને બાપ કહી ચુકી છું માટે કાંઈ પણ તમારૂ વળશે નહીં; દુનિયાને બતાવવા ખાતર હું મારૂ જીવતર નભાવી રહી છું; અને તમારી સાથે નામનો સંબંધ રાખી રહી છું માટે જો પ્રેમના અધિકારી થવું હોય તો જૂનીની પળશી કરો, અને જો મને રાત દીવસ સંતાપ્યા કરશો તો ફરી હું કોઈ દીવસ અહીં આવીશ નહીં. મારી સાથે બાપ અને ભાઈ માફક વર્તવું હોય તો ખુશીથી વરતો, મારી પાસે કામ કરાવો, ચાકરી કરાવો તમારે જે કાંઈ ખીજમતદારી કરાવવી હોય તે કરાવો, હું કરવાને તૈયાર છું, પણ સ્ત્રી સંબંધની સ્વપ્ને પણ આશા રાખશો નહીં.

ત્યારે શું તું મારૂં જીવતર જાહેર કરીશ ?

ત્યારે શું તમે મને સતાવી સતાવીને આત્મહત્યા કરાવવા ઈચ્છો છો; જો એવીજ ઈચ્છા હોય તો મને તરતજ કહી દો કે હું આત્મહત્યા કરીને સદાને વાસ્તે સુખી થઈ જાઉં ?

તું શું આત્મ હત્યા કરીને સુખ પામીશ ? આત્મહત્યાથી તારા આત્માને શાન્તી વળશે ?

હા.

જરૂર.

ખચિત.

આત્મહત્યાથી તારા મનની વેદના દૂર થશે.

મારી રગે રગે શાંતી થશે; અને મને મુએ મોક્ષગતિ મળશે.

મારા આવા લોક બત્રિશાએ ચડેલા બ્હેરા પરણેતરને નભાવવા મારી મરજી નથી.

ઠીક ત્યારે તને હવે હું છેડીશ નહીં ?

હું આપનો હમેશને વાસ્તે ઉપકાર માનીશ.

લે ચાલ હવે જરા આ દુધ તો પી. પીતાં પીતાં તું સાંભળી એટલે મેં તારા વાસ્તે રાખી મુક્યું છે.

ભલે તમારી ઇચ્છા હોય તેમ કરો !

લે તારે પી, ચાલ આપણે બંને સાથે પીએ "

કહીને કાળા હ્રુદયવાળા કપટી ભગાભાઇ દાનવનું કામ કરવા તૈયાર થયા, અને દેવીને સદાને વાસ્તે શાંતી આપવા, પોતાનું વૈરવાળવા અને મનની દાઝ તથા મગજનો વ્હેમ કાઢી નાંખવા સારૂ તૈયાર થઇ બે પ્યાલા લેવા ઉઠયા, અત્યારે તેમનું મગજ ડોલંડોલા થઇ રહ્યું હતું, હર્ષ, શોક, વિષાદ, અદેખાઇ, વહેમ, ક્રોધ અને કપટથી છલંછલા બનીગયું હતું, બહેરૂ અધીરૂ અને ઘેલુ બનીગયું હતું, સાગ નરસાની ગમ અત્યારે તેમને પડતી નહોતી અને કુદરતના પ્રતાપે, વિશ્વપાલક વિશ્વાધારની અજબ લીલાને આધારે કપટ તેનું ચપટ, રામ રાખે તેને કોઇન ચાખે, કરણી તેવી પાર ઉતરણી, કુડ તેનું ધુળ, દગા કોઇના સગા નહી, ખાડો ખોદે તે પડે, વાવે તેવું લણે, અને કરે તેવું ભરે, એ મહામંત્રના આધારે વિષમય દુધવાળો પ્યાલો પોતે લીધો અને વિષ વગરનો વિમળ પ્યાલો દેવીને આપ્યો. દેવીને પ્યાલો આપતા ભોળી ભામની ભગવાન ઉપર વિશ્વાસ રાખી પીગઇ. અને ભગાભાઇ પણ પીવા લાગ્યા; પ્યાલામાંનું અડધું દુધ જતા ઓ ઓ ગળગળ કરતા ધબ દઇ ધરણી ઉપર ઢળી પડયા; દેવી આ સઘળું જોઇ

જાગી ગઈ, ગભરાઇ ગઇ અને બીકની મારી બુમ પાડી ઉઠી,

"એ બા બા બા ઉપર આવો કાંઇ થઈ ગયું."

આ શબ્દો સાંભળતાની સાથે દેવીની સાસુ સસરા વીગેરે દોડતા આવ્યા; અને ભગાભાઇને ધરણી ઉપર આંખો ફાંડી ઢળી પડેલા જોઇ ગભરાઈ ગયા, ભગાભાઈની બા છાતી કુટવા લાગી; અને બાપ ધમપછાડા કરવા લાગ્યા, રડાપીટથી આડોશીપાડોશી દોડી આવ્યા, અને ભગાભાઇને શબ સમાન પડેલા જોઇને ગભરાઈ ગયા. પાડોશીમાંના એક ભગાભાઇને શું થયું તે સંબંધી દેવી જોડે પૂછપાછ કરવા લાગ્યો. દેવીએ પ્રત્યુતરમાં જણાવ્યું કે ભગાભાઇ તદ્દન સારા હતા, અધઘડી પહેલાં બે દુધના પ્યાલા લઇ આવ્યા, તેમાંનો એક મને આપ્યો અને બીજો પોતે પીવા લાગ્યા. મારો પ્યાલો હું પી ગઇ અને તેમનો પ્યાલો તે પીતાંજ ગળબ કરી ભોંય ઢળી પડયા."

આ ખુલાસો સાંભળી પાડાપાડોશીએ નિશ્ચય કર્યો કે દુધ ઉઘાડું રહી ગએલું હોવું જોઇએ અને તેમાં ગરોડીનો ગળ પડયો હોવો જોઇએ; અને તેથીજ ભગાભાઈ બેશુદ્ધ થઇને પડયા છે, આ સિવાય બીજુ કાંઈ કારણ નથી. પાડોશીમાંના એકને ભગાભાઇના બાપે દાક્તરને બોલાવા સારૂ દોડાવ્યો અને બીજા માણસ સાથે ભગાભાઇના સાસરે સંદેશો મોકલ્યો.

થોડીકવાર થઈ નહીં એટલામાં દાક્તરની ગાડી આવી અને તેની પાછળ ભગાભાઈની સાળીઓ તથા સાસુ ધસમસ્યા રીગરામમાં બેસી આવ્યા. ભગાભાઈની સાસુ ભગાભાઈના હાલ જોઇ રડી ગઈ, તેણે તમામ તરત [illegible] પાસે દુધની બાધા લેવરાવી; જો ભગાભાઇને સારૂ થા-

યતો મારે નવચંડી કરવી એવી બાધા જડીબાએ રાખી. જડીબા ગભરાઇ ગયા; મુંઝાઇ ગયા, રોવા જેવા થઇ ગયા અને ડુસકા ખાતા **જમના** મહારાણીને વિનવવા લાગ્યા, "હે જમના મૈયા જો મારા જમાઇને સારૂ થશે તો દશમણ દુધથી હું તારી પૂજા મારી દેવી પાસે કરાવીશ," આ પ્રમાણે દેવીપાસે પ્રતિજ્ઞા લેવરાવી. એક બાજુ પાડા પાડોશી અને સગાવ્હાલા ગભરાટમાં પડ્યા: અને બીજી બાજુએ દાક્તર ભગાભાઇની સારવારમાં પડ્યા.

દાક્તરે આવી ભગાભાઇની તબીયત તપાસી; હ્રદયની ગતી સારી જોઇને તેને કાંક હીમત આવી, ઈપીકાક્યુઆનાનું પડીકું આપી ભગાભાઇને ઉલ્ટી કરાવી, છાતીપર રાઇના પલાસ્તર મરાવ્યા; સ્ટમક પંપથી હોજરી ધોઈ નાંખી, વીજળી શરીરમાં દાખલ કરી; સ્ટ્રીકનાઈનની પીચકારી મારી હ્રદયની ગતી સતેજ કરી; ભગાભાઇને ઉત્તમ સારવારથી અને કાંઇક આયુષ્યના બળથી વિષનો ઉતાર થયો; ધીમે ધીમે ભાન આવવા લાગ્યું, શરીરમાં ચૈતન્યનો પ્રકાશ થયો; ગરમી આવી; દાક્તરે તરતજ ગરમ દુધ અને કાફી આપ્યા; થોડીકવારમાં ભગાભાઈ બેઠા થયા; વાત ચીત કરવા લાગ્યા, પોતાની વિચિત્ર સ્થિતિ થએલી જોઈ મનની મનમાં રાખી; મૂંગે ગોળ ખાધો એનો સ્વાદ શી રીતે સમજાવાય; તે પ્રમાણે ખાડો ખોદે તે પડે; બીજાને મારતા પોતે હણાય તેમ પોતાનો કુહાડો પોતાના પગપર વાગ્યો તેથી છાનામાના સ્તબ્ધ થઈ ગયા; રામરાખે તેને કોઈ ન ચાખે તે પ્રમાણે ભોળી ભામનીનો ભગવાન થયો, ભગાભાઇને આરામ થયો જોઈ સઘળા રાજી થયા જડીબાએ ડોકમાંની કંઠી કાઢી દાક્તરને ઈનામ આપી, ભગાભાઈના બાપે સારો સિરપાવ આપ્યો, અને સગાવ્હાલા દાક્તરને પગે લાગી

તારીફ કરવા લાગ્યા, દાકતર ઉઠીને તરત દવાખાને દવા આપવા સારૂ એક માણસને લઇને ગયા. પાડા પાડોસી ધીમે ધીમે વેરાઈ ગયા. દેવી પોતાનાપરથી આળ ઉતર્યું એમ ધારી પ્રસન્ન થઇ, અને પ્રભુને ધન્યવાદ આપવા લાગી,

જડીબા અને ભગાભાઈની માતા વાતચીત કરવામાં ગુંથાયા; એકલા ભગાભાઇ ઉંડાં વિચારમાં પડી ધારેલું નિશાન નિષ્ફળ ગયું તેથી વિચારમાંને વિષાદમાં પડયા. થોડાક દીવસમાં ભગાભાઇને તદન આરામ થઇ ગયો; અને સાસુએ રાખેલી મથુરાની જાત્રા સારૂ પોતે મથુરા જવાની તૈયારી કરવા લાગ્યા. મંગળમય દીવસ જોઇને જડીબાએ દેવીને ભગાભાઈની જોડે મથુરા મોકલવાની તૈયારી કરવા માંડી. ભગાભાઇના ઘરમાં પણ જાત્રાનો સરસામન તૈયાર થવા લાગ્યો; કપડા લ ા વીગેરેના ગાંસડા પોટલા બંધાયા, ભગાભાઇએ જાત્રામાં સાથે પોતાના ભાઈબંધ જગાભાઇને સાથે લેવો તૈયાર કર્યો અને એક ભીમા રસોઈઆને પણ સાથે રાખવાની ગોઠવણ કરી લીધી. વાંચકો ચાલો આપણે પણ ભગાભાઇ જોડે મથુરાની જાત્રા કરી આવીએ !





## પ્રકરણ ૧૪ મું.

# મથુરાની જાત્રા.

### દોહરો.

જેને વાગ્યા જગતમાં પ્રગટ પ્રેમનાં બાણ,
તે જન પીડા પારખે હાંસી કરે અજાણ.

**પ્રેમીને પર્વત ઉપરથી ઉઠાવી સાગરમાં નાંખો, તેલની કડ કડતી કઢાઇમાં નાંખી તળો, અગ્નિના ધગ ધગતા અંગારાના ઢગલામાં નાંખી ચલાવો, અને ગમે તેવા કષ્ટના કુવામાં ઉતારો તો પણ તેનું મન તો સદા પવિત્ર અને અડગજ રહેશે ! !**

શુદ્ધ જ્યાં પ્રેમ ત્યાં બુદ્ધિને બળ વધે, રોજ અમૃત ઝરે ચાર આંખે,
કમળની વાસ લે ભોગી ભમરા ભલા, સ્વાદ ગેંગો કહો કેમ ચાખે?
પ્રેમને હાથ બાજી બધા વિશ્વની, ખળ દગા ખોર છળ ચોર ખાંખે,
પ્રેમ જીવન બધા પ્રાણીનું ધર્મ છે, શૈલવત્ જીવ જડ પ્રેમ પાખે.



રાજ નગરનું રળિયામણું રેલવે સ્ટેશન પેસેંજરોથી ઉભરાઇ રહેલું છે. વ્યાપાર રોજગારની દીન પ્રતિદીન અભિવૃદ્ધીથી ધમ ધમી રહેલું છે. માળવા, મારવાડ, સોરઠ સુરત અને મુંબાઇના વ્યાપારીઓથી ખીચો ખીચ ભરાઇ ગયું છે. આખા સ્ટેશન પર સાંજના ૭ વાગતા પંખીઓનો અને માણસોનો શોર બકોર થઇ રહેલો છે. એન્જીનના ફુંફાટા, ભારખાનાની દોડ ધામ, લારીઓનો કચુડાટ, ગાડીઓનો ધમ ધમાટ અને વીસલોના સુસવાટાથી ગરજી ઉઠયું છે.

અજમેર ભણીની ગાડી ઉપડવાને અરધો કલાક બાકી રહેલો છે, અજમેરની ગાડીમાં આજ રાત્રે ભગાભાઈ અને દેવી મથુરાની જાત્રા સારૂ ઉપડવાના છે, તેમના સગાવહાલાઓ આગળ આગળથી મળવાને માટે સ્ટેશનપર આવેલા છે.

ભગાભાઇ પોતાના સગાવ્હાલાઓને હળીમળી આદર સત્કાર કરી રહેલા છે; શેઠાણી જડીબા અને દેવી પણ પોત પોતાના કુટુમ્બીઓની ખબર અંતર પૂછી આનંદમાં ફરી રહ્યાં છે.

વીસલ થતા ટીકીટ ઓફીસનું બારણું ઉઘડ્યું , ટીકીટો થવા લાગી; ભગાભાઇએ પોતાના મિત્ર જગાભાઇને સેકન્ડકલાસની ચાર ટીકીટો લેવા સારૂ મોકલ્યો; અને પોતાનો સરસામાન મજુર સાથે ઉપડાવ્યો, થોડીક વારમાં જગાભાઇ ટીકીટો લઇને આવ્યા, ભગાભાઈઅને દેવી સગાવહાલાઓને હસ્તે મુખડે મલી ગાડીમાં બેસવા સારૂ ગયા; કેટલાક સગાવહાલાઓ હળીમળીને રજા લઇ લઇને સલામ કરી કરી પાછા વળ્યા, અને કેટલાક પ્લાટફોર્મના પાસ લઈ સ્ટેશનમાં દાખલ

થયા. ભગાભાઇની સાસુ, સાળીઓ તથા માબાપ પાસ લઇ અંદર સાથે આવ્યાં. સેકન્ડકલાસનો એક નિરાલો ડબ્બો જોઈ જગાભાઈ તેમાં દાખલ થયા; અને ભગાભાઇને બોલાવ્યા બામાએ બધા સરસામાન તપાસી તપાસીને ડબામાં મુકાવરાવ્યો, ભગાભાઈ અને દેવી ડબામાં દાખલ થયાં, બેઠાં, ડબાની પાસે ભગાભાઇના માબાપ સાસુ સાળીઓ વીંટળાઈ વળ્યાં. જડીબાએ દેવીને સાચવવાની ભલામણ કરી; ભગાભાઇએ હસ્તે મુખડે હકાર ભણી માથુ હલાવી જવાબ આપ્યો.

લીલા, માણેક અને ચતુરા દેવી પાસે ગઇઓ, મીઠી મીઠી વાતો સોડમાં પેસી કરી, ઘંટનો નાદ થતા તમામ માણસો ડબાથી અલગા થઇ ગયા, છેલ્લીવારના લળીલળી ભગાભાઇને તથા દેવીને સર્વે જણાએ બોલાવી લીધા, ગાર્ડની વીસલ થઇ; વીસલ થતાની સાથે એન્જીનની વીસલ થઇ; અને જોતજોતામાં ટ્રેન ઉપડી; મિનિટમાં ટ્રેન પ્લાટફોર્મ છોડી બહાર નીકળી; અને ફુંફાટા મારતું એન્જીન ટ્રેનને લઇ મથુરાભણી ઉપડયું.

ભગાભાઈ અને દેવીના માબાપ આંસુવાળી આંખે દીલગીર થતા થતાં સ્ટેશન બહાર નીકળી ઝંખવાણા પડી મંદ મંદગતિથી ઘેર પાછા ગયા.

ધમપછાડ કરતી મેલટ્રેન ઉપડી ગઇ ! દેવી એક ખુણામાં બેસી દીલગીરીમાં ગરકાવ થઇ ગઇ. ભગાભાઈ પણ ડોલા ખાવા લાગ્યા; જગાભાઈ પણ ઝોકાં ખાતા ખાતા નિંદ્રાવશ થઇ ગયો; ફક્ત દેવી વિચાર માળામાં પડી જાગતી રહી, અને મનમાં ને મનમાં દયારામના કાવ્યમાં ગાવા લાગી.

"પ્રેમની પીડા તે કોને કહીએ હો મધુકર.
થાતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણજાયે
હાથના કર્યા તે વાગ્યાં હૈયેરે—હો મધુકર.
જેને કહીએ તેતો સરવે કહે મુરખ,
પસ્તાવો પામી સહી રહીએરે—હો મધુકર.
ધીકીએ ઢાકયાં રાત દીવસ અંતરમાં,
ભુખ નિંદ્રામાં નવ લહિએરે—હો મધુકર.
સ્નેહતણો ઘાવ ઘણો મરણ થકી મોહો,
રંગ કલિપને કયાં જઇએરે–હોમધુકર
દાઝયા ઉપરે લુણ દીધુ દામોદરે.
શું કરીએ વાળ્યા તે વહિએરે–હોમધુકર.

સંગીતના ધીમા અને મીઠા સુરથી ભગાભાઈ જાગી ઉઠયા, અને દેવીને જાગતી તથા ધીમી ધીમી ગાતી જોઈને અચંબામાં આવી ગેયા.

"ઓહો તું હજુસુધી જાગે છે? સુહજિ સુહજિ તારી પ્રકૃતિ બગાડશે.

મને ઉંઘ આવતી નથી.

નકામો શું કામ ઉજાગરો કરે છે. ઉઘ ના આવેતો જરા આડી થઇજા એટલે ઝટ આવશે, આમ બેસી રહે વખત નહીં જાય, સુહજિ.

મનેતો આ ખખડાટ ભભડાટમાં ઉંઘ નહીં આવે.

લે તારે આમ આવ, મારા ખોળામાં સુહજ.

મને ઉંઘજ નહીં આવે, જેમ બેઠી છું તેમ બેસવા દો.

હવે જરાતું ડાહીથા.

ડાહપણુમાંજ દુઃખ રહેલું છે.

જો તારા મારે પરણ્યે પાંચ પાંચ વરસ થયા; છતાં પણ સુખથી કરીને બેસવાની ઘડી આવી નહીં, માટે છોકરવાદી તજી સાસરે આવતી જા અને સમજતી જા, દુનિયા ચઢાવા કરે તેમ ચઢીશ નહીં એમાં તારીને મારી ફજેતી છે. હાથે કરીને શું કામ તું તારો અવતાર રદ કરે છે ?

મારો અવતાર રદ થએલોજ છે. મારી માએ મારૂં જ્યારથી બગાડયું છે ત્યારથી કશું સુધરવાનું નથી. હું તો જગતમાં જીવતી મરેલીછું.

હાથે કરીને શું કામ પસ્તાવાના સાગરમાં પડે છે ? તારા પાપમાં મારે વિષ લેવું પડયું ? તારી મોંકાણમાં મારૂ મૃત્યુ થઇ જાત ?

કોણ જાણે કેવા હેતુથીએ વિષ લીધું હશે ? અને કોને મારવાનો પ્રપંચ કર્યો હશે તે હરી જાણે ?

તારા પાપમાંજ મેં મરવાનો નિશ્ચય કર્યો હતો !

મારવાનોતો મને નિશ્ચય કર્યો હતો પણ કોણ જાણે શાથી ભુલથાપ ખાઇ ગયા તે હરી જાણે ?

તું તારી મેજે અવળોજ અર્થ લીધા કરજે હોં ! જરાએ સારી શીખામણ ગૃહણ કરીશ નહીં. જરા સમજ સમજ હવે નાની નથી. શું કામ તારો સંસાર મિથ્યા કરે છે. કાંઈ પેટબેટમાંડવાનીએ દરકાર છે કે નહીં ?

મારોતો સંસાર મિથ્યા થએલોજ છે.

બળ્યો તારો સંસાર ! પણ મારૂ શું કામ બગાડે છે ?

જ્યારથી બીજી કરી ત્યારથી તમારી બાજીતો બગડી ગઈ છે.

ત્યારે તું મારી બગડી નહીં સુધારે ?

ના, જાઓ જૂતીને બોલાવો; એ તમારી બગડી સુધારશે.

અરે એણેતો મારૂ બગાડયું; અને શું કામ તું બગાડવા તૈયાર થઇ, જરાતો મારી દયા લાવ.

મારી પાસે તમારૂ કાંઇ નહીં વળે !

ત્યારે મારે શું કરવું ?

જૂતીના પ્રેમની પ્રાર્થના કરવી અને તેનામાંજ તલ્લીન રહેવું.

તું મારી નહીં થાય ?

ના.

તારા પરણેતરને તું હાથે કરી ફજેત કરીશ ? તારા બાપની આબરૂને તું હાથે કરીને કલંક લગાડીશ ?

મારૂ પરણેતરતો તમારી સાથે વરીને ફજેત થએલુંજ છે- જ્યારથી શોકયની શૂળી ઉપર મને દીધી અને મારા કરેલા વિવાહનો ભંગ થયો ત્યારથી બાપની આબરૂને તો કલંક લાગેલું છે.

ત્યારે શું તું મને કબુલ નહીં કરે ?

કદાપી નહીં.

તું મારી નહીં થાય ?

કોઇ કાળે પણ નહીં. મેં જેને તન મનથી વર્યો છે તેનીજ હું રહીશ.

ત્યારે તારા મારા થયેલા લગ્નને શું કરીશ ?

ફક્ત દુનિયાદારીને બતાવવા ખાતર નભાવી રહીશ; અને તેમાંએ જો તમે મને વધારે પજવશો તો મારો પ્રાણ ત્યાગ કરી સંસારથી વિમુક્ત થઇશ; કાંતો જોગણ બની ઘરબાર છોડીને ચાલી જઇશ !

ત્યારે મારૂ શું ધાર્યું ?

જૂની પાસે જાઓ. તેની આંતરડી ઠારો; તેના પ્રેમનો સત્કાર કરો. તેની બગડતી જીંદગી સુધારો. મારી તો બગાડી પણ તેની દયા લાવો. તેને કકળાવો નહીં, હું તો પૈસાદાર છું. પણ તે ગરીબ છે. તેનું જગતમાં તમારા સિવાય બીજું કોઈ નથી. ગરીબની હાય ન લ્યો. ગરીબની હાય બહુ બુરી છે.

મારૂં શું કામ બગાડે છે ? જરા વિચાર કર !

આટલી બધી મારી પળશી કરો છો ત્યારે જૂનીની શા માટે કરતા નથી ?

મારૂ કાંઈ સુધાર !

બુંદની બગડી હોજથી નહીં સુધરે.

સુધાર, સુધાર મારી જીન્દગી સુધાર.

તમારી જીન્દગી તમારી જૂનીજ સુધારી શકશે.

ત્યારે તારા મારા લગ્ન ?

એ લગ્નજ મારા અંતરની અગન છે ! એ લગનજ તમારી જીંદગીનું વિઘ્ન છે. અને એ લગ્નજ જતે દીવસે મારા જીવનનો અંત છે.

ત્યારે તું શું મને રીબાવી રીબાવીને મારીશ ?

તમારા કરેલા કર્મોજ તમને રીબાવીને મારશે. તમારી જૂની સાધવી સ્ત્રીનો પ્રેમજ તમને રીબાવીને મારશે. યાદ રાખો કે જ્યાં સુધી નારીની આંતરડી કકળાવમાં આવે છે ત્યાં સુધી કોઇ પણ દીવસે સુખ અને શાન્તી મળવાની નથી. તમારી નારીની કકળતી આંતરડી કાળી નાગણુ થઇને તમને રીબાવીને મારશે માટે તેને બળતીને ઠારો !"

આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં પ્રભાત થઈ ગયું; અને સાંજના દીલગીરી ભર્યા મન સાથે મથુરા જઈ પહોંચ્યા. રોતાં નીકળે તે મુઆની ખબર લાવે તે કહેવત પ્રમાણે મથુરા જઇને દેવી અને ભગાભાઈ એક રાત્રગોરને ઘેર રહ્યા નહીં તેટલામાં તો ભગાભાઈની માની માંદગીનો તાર આવ્યો. માની ભયંકર માંદગી સાંભળી ભગાભાઈ ગભરાઈ ગયા; **મોં જોવું હોય તો આવજો** એ શબ્દે ભગાભાઇના મનને પીગળાવી નાંખ્યું અને માના પ્રેમમાં પરવશ બની ભગાભાઈ ગભરાઈ ગયા, અને ગોરને લઇને જેમ બને તેમ ઝડપથી બાધા પૂરી કરી. દેવીએ દશમણ દુધથી જમના નદીની પૂજા કરી; ભગાભાઈ એ ગોરને મન માનતી દક્ષણા આપી સંતોષ્યો અને તેજ દીવસે અમદાવાદની ટ્રેનમાં ઝડપ બંધ તૈયારી કરી ચઢી બેઠા. દેવી, જગાભાઈ, ભીમો અને ભગાભાઈ માની માંદગી સાંભળી હેબક ખાઇ ગયા હતા, તેઓ સર્વે જણા અમદાવાદ જવાને ઘણાજ આતુર હતા, કાળક્રમણના નિયમાનુસાર સુખ પછાડી દુઃખ એ સંજોગ પ્રમાણે દુઃખના બોલાવ્યાથી સર્વે જણા અમદાવાદ આવવાને મથુરાથી ઉપડયાં, અને અમદાવાદ આવી પહોચ્યાં. ભગાભાઈ ગભરાતે મને ધસમસ્યા ઘરમાં જઈ માને મળ્યાં; મરણ પથારીપર તરફડીયા મારતી માએ ભગાભાઈને જોઇને સંતોષથી છેલ્લો શ્વાસ થઈ લીધો. મા દીકરો કર્મ સંજોગથી ભેગા થઈ ગયા. દીકરાના છેલ્લી વારના દર્શન કરી મા આ ક્ષણભંગુર દુનિયાને ત્યાગ કરી સ્વર્ગે ગઈ.





## પ્રકરણ ૧૫ મું.

# અનિતીનો અખાડો.

### દોહરો.

પ્રેમ વિનાના પાનનો રસના ચહે ન રંગ,
રૂધિર ઝરે પિચકારીએ પળ પળ હરે ઉમંગ.

ઇચ્છા વગર ભોજન ખાવાથી અજીર્ણની ઉત્પતિ થાય છે, ગજા વગર ભાર ભર્યાથી શરીરની ક્ષતી થાય છે, અક્કલ વિના વ્યાપાર કરવાથી લક્ષ્મીનો નાશ થાય છે, હિંમત વગર કાર્ય કર્યાથી કાર્યનો બગાડ થાય છે તેમ મન વગર અને પ્રેમ વગર વિવાહ જોડવાથી દુરાચારની વૃદ્ધિ થાય છે.

વેઠ સમજી વહે વિશ્વના વહનમાં દાવ તાકી બીજા એકદોડે,
ભૂત વળગ્યું ભણે ભિતરે બે જણા, જીવ જુદા અને દેહજોડે;
જેમ આજારી આરોગિ લે ઔષધી પુષ્પની સેજમાં આ પોઢે,
શેખભજવે વિના ભાવ ભવસાગરે નાવ કાગળ તણે સિંધુ ડોલે.



આકાશમાં શ્યામ રંગના વાદળા છવાઈ ગએલાં છે, મેઘાડમ્બર થઈ રહ્યું છે, વરસાદના ઝાપટા ઉપર ઝાપટા પડે છે; રહી જાય છે, માંહી ફરફરફર પણ આવી જાય જાય છે. જરાક ઉઘાડ થાય છે અને આકાશ ઘેરાય છે, વરસાદના સરવડા આવે છે; વાદળી વેરાઈ જાય છે, અને ભરાય છે અને ઠલવાય છે, આ પ્રમાણે મેઘરાજ ગગનમાં સંતા કુકડી કરી રહ્યા છે, અને આખા વિશ્વને ભીંજવી રહ્યા છે. આ વખતે લીલાવતી અને મુનમ કાલીદાસ એક સુન્દર હીંચોળાખાટ પર દુનિયાદારીની દરકાર તજી ઝુલી રહ્યાં છે. આજે લીલાવતી કાલીદાસના પ્રેમમાં હદ ઉપરાંત તન્મય બની ગઈ છે, જગતમાં કાલીદાસ સિવાય બીજુ કાંઇ જોતીજ નથી, તેના હૃદયમાંથી ઝવેરીની અને મીલ માલેકની પ્રીતી ધીમે ધીમે ઓછી થઈ ગઈ છે, જગતે લીલાની લીલા સારી રીતે જાણી છે, ઝવેરી અને મીલ માલેકની યારી લોકબત્રીશાએ ચઢી ગઈ છે. લીલા પણ લોક દાઢમાં ચવાઈ ગઈ છે. લીલાને જગતની ભીતી જરા જરા લાગવા માંડી છે; તેથી છાની છપની પ્રિતી ગમતમાં મશગુલ રહેવા લાગી છે.

કાલીદાસની યારીમાં હમણાંથી તેને ઠીક મઝા પડવા લાગી છે, ઘરની વાત ઘરમાં રહે છે; બહાર કોઈ જાણતું નથી એમ ધારી લીલા કાળીદાસના પ્યારમાંજ તદલીન બની ગઈ છે. પાપ છાનું રહેતુંજ નથી, ભોંયરામાં પેસી નાગા થઈને નાચીએ પણ જગતને જાણ પડી જાય છે. ચોર ચોરી કરે છે ત્યારે ઘણીજ સાવચેતીથી ચોકસાઈથી અને છાની રીતે કરે છે પણ તરતજ જગતને જાણ પડી જાય છે. આંધળા

માણસ પોતાના અંધાપાને દેખતા નથી; મૂર્ખ માણસ પોતાના મૂર્ખાઇને નિહાળતો નથી; અવિચારી માણસ પોતાની ભૂલ કબૂલ કરતો નથી તેમ પાપી અને કામી માણસ પોતાના કામ અને પાપને જોતો નથી. તે જગતથી છુપાવવાને સતત પ્રયત્ન કરે છે પણ જગતને તરતજ જાણ પડી જાય છે. પાપને છુપાવવાને જેમ જેમ પ્રયત્ન કરવામાં આવે છે તેમ તેમ સહેલાઈથી અને જલ્દીથી જગતની જાણમાં પ્રગટ થઈ જાય છે.

લીલા પોતાની લીલા ઘણીજ ખાનગી રીતે અને ગુપ્ત રીતે રમતી હતી પણ જગતની જાણમાં તે આવી ગઈ હતી. લીલા પોતાની આસપાસના માણસોને ઘણી કુશળતાથી મેળવી લેતી હતી; યુકિતથી તેમનાં મન તાવી લેતી હતી; અને છેવટે તેની મન પસંદ પરિક્ષામાં પસાર ઉતર્યા પછીજ તે પોતાનું અંતર જણાવતી હતી; આ પ્રમાણે નિપુણતાથી અને ગુપ્ત પણાથી લીલા કામ પાર પાડતી હતી પણ જગતની જાણમાં તે તરતજ આવી જતું હતું.

મનહરલાલના મિત્રે લીલાની લીલા સારી રીતે મનહરલાલને કહી બતાવી હતી. મીલ માલેકનો ગોટાળો અને ઝવેરીનું ભોપાળુ પણ બરાબર રીતે કહી સમજાવ્યું હતું, અને કાળીદાસ મુનમની ઘાલમેલ પણ કહી બતાવી હતી. મનહરલાલ આ સઘળું શ્રવણ કરીને આભો બની ગયો હતો; અને લીલા પાસે જઈ લીલાને ધમકાવવા ઇરાદો રાખતો હતો. શેઠાણી જડીબાના કાનમાં પણ લીલાની ઉડતી અફવા આવી હતી. પણ તેમણે હાથે કરી આંખ આડા કાન કરી દીધા હતા. જડીબા સમજતા હતા કે જતે દીવસે છોકરીઓ છો વાળવાની છે, અને તેથી હમેશાં ઉદાસને ઉદાસી રહેતા હતા; અને ખરા

અંતઃકરણથી પ્રભુ પાસે મોત માગતા હતા; હવે તેમને જીવવાપર બી-બીલકુલ પ્રીતી થતી નથી; જે જે દિવસો ગયા તે તમામ આબરૂના ગયા સમજે છે; અને હવે કેવા જશે તેની ચિંતામાં રાત દિવસ ચિન્તાતુર રહે છે.

કાલીદાસ અને લીલાવતી આનંદમાં આવી એક હીંચોળાખાટપર બેસી ઝુલી રહ્યાં છે. લીલાવતી અત્યારે તમામ ઉજડ અને ભીંતો દેખી રહી છે. કાલીદાસ પણ અત્યારે સર્વ ઠેકાણે કાળાશ જોઈ રહ્યો છે; તેને જગતમાં કોઈ પણ ઠેકાણે અત્યારે ઉજળાશ લાગતી નથી, કોઇ પણ પ્રકારની ભીતી કે દરકાર તેને થતી નથી. પોતે કેવા દરજ્જા પર છે, કોની સાથે પ્રેમમાં પડ્યો છે, અને અત્યારે રાત છે કે દીવસ છે તેનું જરાએ ભાન રહ્યું નથી. કાળીદાસ આખા બંગલાનો માલીક થઇ પડ્યો છે. જડીબાના ઘરમાં અત્યારે લીલા અને કાળીદાસનું ચલણ ચાલી રહ્યું છે! કાળીદાસ જે કહે તેમાં લીલાની હા રહેલી છે, અને લીલા જે કહે તેમાં કાલીદાસની હા રહેલી છે. ભોળા જડીબા પણ આ પાપીઓની પ્રપંચ જાળમાં ફસાઈ ગયેલા છે; અને લીલા અને કાળીદાસ એ બે આંખોએ આખા જગતને જોઈ રહ્યા છે. કાળીદાસ જે જે કરે તે તમામ વ્યાજબી કરે છે, એમ જડીબા માની બેઠા છે. ઘરમાં જે કાંઈ લાવવું હોય આપવું હોય મેલવું હોય અગર દેવું હોય તે તમામ કામ કાળીદાસની મરજી માફક થયે જાય છે. કાળીદાસનું એટલું બધું ચલણ બંગાલામાં થઈ ગયું છે કે શેઠાણીના ચારે જમાઇઓને કયારે તેડવા, તેમને શું શું આપવું, દીકરીઓના શી શી રીતે આણાં વાળવા તેમની પૂરત કરવી તથા ઘરાણું ગાંઠું કેવું કેવું આપવું કેટલું આપવું અને કયારે આપવું એ તમામ

કાળીદાસની મુનસફી પર રહેલું છે. આખા બંગલાનો ધણી કાળીદાસ થઇ બેઠો છે.

શ્રિમંતોના અવાસમાં રાત દીવસ ચાકર નફર ગુમારતા અને મુનિમોનીજ ધાલમેલ ચાલી રહે છે. શેઠીઆઓ તેમની આંખેજ જગતને જુએ છે. બળદીઆની માફક આખો દીવસ સખત વૈતરૂ કરી પૈસા પેદા કરવા તે શેઠીયાનું કામ રહ્યું છે, અને ગાડીઘોડા રાખી છકા પંચા ઉડાવવા, માલમશાલા ખાવા; ફાવે તેમ કરવું, ફાવે તેમ પહેરવુ અને ફાવે તેમ ચાલવું એ મુનમોના હાથમાં રહેલ છે. કાળાં ધોળાં કરી પૈસા ઘરમાં ઘાલવો તે શેઠીયાના હાથમાં રહેલ છે, અને પૈસાનો મન ગમતો ઉપયોગ કરવો, અટમસટમ કરી ગોટાળા વાળવા, તેમના છોકરાને કરીને ચઢાવી ચઢાવી ફેશનના પંથે નાંખવા, અને તેમની પાસે મનગમતો માલ ખરીદ કરાવી દલાલી ખાવી અને પોતાનાં ઘર તાજાં કરવાં એ મુનિમોના હાથમાં રહ્યું છે.

આ પ્રમાણે જડીબા શેઠાણીના કુટુંબમાં કાળીદાસ મુનમ ધાલમેલ કરી રહ્યા છે, અને શેઠાણીના પૈસા ઉપર તાગડધીના કરી મોજ મજા માણી રહ્યા છે. લીલા અને કાળીદાસ મનગમતા ઠાઠમાઠમાં મશગુલ થઇ હીંચોળે હીંચી રહ્યાં છે. મનહરલાલ સાસરાની આબરૂના વિચાર આવવાથી એકદમ લીલાને ઘેર જવા તૈયાર થયો. કપડાં લતાં પહેરી હાથમાં એક છત્રી રાખી પગે ચાલતો લીલાના ઘરભણી ગયો. પાપનો ઘડો ભરાય એટલે ફુટે તે પ્રમાણે આજે મુનમ કાળીદાસની કાળાશ પાપનો ઘડો પણ ફુટવાની તૈયારીમાં આવી રહેલો છે. વરસાદના દીવસ હોવાથી લીલા અને કાળીદાસ નિર્ભયપણે દીવાનખાનામાં આનંદ ઉડાવી રહ્યાં છે. તેમને મનહરલાલ આજે ઓચીંતો ઘેર આવશે એવો

સ્વપ્ને પણ માલમ હતી નહીં; તેમ કોઇ દીવસ પણ મનહરલાલ બંગલા સિવાય સસરાના શહેરના ઘરમાં જતો નહીં. લીલા પોતાની લીલા સારી રીતે કરી શકાય તે હેતુથીજ બંગલાનો ત્યાગ કરી શહેરમાં આવીને રહી હતી. તેને મનહરની સ્વપ્ને પણ બીતી હતી નહીં, જો કે મનહરથી તે ઘણી બ્હીતી હતી; તેની ઘણી શરમ રાખતી હતી અને સર્વદા તેનાથી અદબમાં રહેતી હતી; તોપણ મનહર કશું તેવું જાણતો નથી તેવી પક્કી ખાત્રી તેને હતી; તેથી તે મનહરથી સદા અભય અને નિર્ભય રહેતી હતી.

મનહરલાલ એકદમ રોષમાં ને રોષમાં બારણું ધામેથી ઉઘાડી મેડે ગયો. મનહર લીલાને અને મુનમને એક ઝુલામાં ઝુલતા જોઈ રાતો પીળો થઈ ગયો, ક્રોધાતુર બની ગયો. તેને તેના મિત્ર પાસેથી સાંભળેલી વાતનો પ્રત્યક્ષ અને સાચો પુરાવો મળ્યો. મનહરે લીલા અને કાળીદાસને જોયાં પણ કાળીદાસ અને લીલાએ મનહરને જોયા નહીં. થોડીક્વાર સુધી મનહર લીલાની સામુ જોઇ રહ્યો.

લીલાની લીલા થોડીવાર ઝહાલ્યા પછી એકદમ ક્રોધાવેશમાં લીલા અને કાલીદાસની સમક્ષ જઈ ઉભો રહ્યો. મનહરને જોતાજ લીલા અને કાલીદાસના મોતીઆ મરી ગયા; કાલીદાસ એકદમ ઝુલા પરથી ઉભો થઇ ગયો; અને લીલા કંપાયમાન થઈ ધરતી માગ આપે તો પેસી જાઉ એ હેતુથી શરમની મારી નીચુ જોઇ રહી થર થર ધ્રુજવા લાગી. કાલીદાસ ગભરાઈ ગયો ;બે બાકળો બની ગયો અને હવે મનહર શું કરશે એ બીકમાં થર થરી ગયો, અને ઉભો ઉભો કંપાયમાન થઇ ગયો ! લીલા મનહર અને કાલીદાસનો જોવા લાયક નાટકનો ટબ્લો સીન થઈ ગયો. થોડીક્વાર સુધી ત્રણે જણા એમને એમ મુંગા ઉભા રહ્યા ! મનહરે આંખ રાતી ચો-

ળકરી કાલીદાસ પર પોતાનો ક્રોધ ઉતારવો શરૂ કર્યો ! !

" કાલીદાસ, કાલીદાસ દુષ્ટ કાલીદાસ તું આટલા દરજ્જે પ્હોંચ્યો ? જેનું ખાધું તેનું ખોદવા તૈયાર થયો ? જેણે તને પાળી પોષી મોટો કર્યો તેનુંજ બગાડવા તું તૈયાર થયો ? જે તારી બ્હેન થાય તેની સાથેજ તું કાળું કરવા તૈયાર થયો ? અધમ તને ધરા ગળી કેમ જતી નથી ? કાળ તારૂં ભક્ષણ કેમ કરી જતો નથી ? ચાંડાલ તું અત્યારે ઢાંકણીમાં પાણી લઇ ડુબી મર ! શું શેઠીઆના ઘરના મુનમો બધાએ તારા જેવા હશે ? દુષ્ટ તું તારા કાળા દષ્ટાંતથી દુનિયાના તમામ મુનમોની કીર્તી ઉપર કાજળ લગાવવા તૈયાર થયો ? અંગારા તારા એકના પાપે સર્વે મુનમો લેવાશ ! હરામી તારા એકલાના હરામી પણાથી બધાનું ખુરૂ થશે.

વિધવા શેઠાણી જડીબાએ તને મુનમ બનાવ્યો તે શું આવું કાળું કરવાને ? તેમની સંતતીને આવા અનાચારને રસ્તે ચલવવાને ? શરમ શરમ તારા જેવા નિમક હરામી મુનમને હજારો ધિઃકાર છે !

રાંડી રાંડ શેઠાણીઓની પુંજીના માલીક તારા જેવા ઘર ઘાલુ મુનમોજ થઇ બેસે છે; અને તેમની સઘળી માલ મિલકત બથાવી પડી આખા ઘરના માલીક બની જઇ રાત દીવસ પારકે પૈસે ગાડી ઘોડા દોડાવે છે અને અમનચમન કરે છે. શ્રીમંતોની ઉછરતી સંતતિને અનાચારને રસ્તે ચઢાવી તેમની મિલકતનો દુર ઉપયોગ કરનાર તારા જેવા હરામી મુનમોને કરોડો ફીટકાર છે ?

ભોળા અને ભલા શેઠાણીની આંખમાં ધુળ નાંખનાર જગતને ઠગનાર અને ભગવતને વેચી કાળા કર્મ કરનાર તારા જેવા ઘાલમેલીઆ ખટપટીઆ અનાચારી મુનમોને લાખો ફીટકાર છે.

જા દુષ્ટ એકદમ અહીંથી દુર થા તારૂં કાળુ મોઢું સંતાડી ઘર

બ્હાર થઈ જા. " કહી ક્રોધમાંને તે ક્રોધમાં ચાર પાંચ છત્રીઓ જડાવી દીધી; કાળીદાસ રોઇ ગયો, કરગરી પડ્યો અને ધ્રુજતો ધ્રુજતો ઘર બ્હાર ચાલી નીકળ્યો. મનહરે કાલીદાસને ગએલો જોઈ લીલા ભણી દૃષ્ટી કરી ! લીલા બીકની મારી કાંપી ઉઠી; નીચુ જોઇ અંગુઠાવતી ધરતી ખોતરવા લાગી અને ધરતી માતાને માર્ગ આપવા સારૂ વિનવવા લાગી. લીલાને પસાતાપ થતો જાણી મનહર કાંક ધીમો પડ્યો; અને લીલા-ભણી જોઈ કહેવા લાગ્યો.

"લીલાવતી તમારા જેવી શ્રિમંત કન્યાને આવું કરવું ઘટે ? આવા ચંડાળ હલકા પેટ ભરા માણસ સાથે યારી કરતાં કાંઈ વિચાર ન આવ્યો ? તમારા જેવા વિદ્વાન, ડાહ્યા, દીવસમાં ત્રણ વખત મંદીર જઇ પ્રભુના દર્શન કરનાર સાધ્વી ભક્તાણીને આવું કર્મ કરવું છાજે ? જે આપણા ગુરૂ કહેવાય, પ્રભુ કહેવાય અને પિતા કહેવાય તેવા મહા-રાજા સાથે અનાચાર કરતા કાંઈ પણ વિચાર ન આવ્યો ? ઝવેરી જેવા હલકા માણસ સાથે દોસ્તી બાંધતા જગતની કાંઇપણ દરકાર ન રાખી ? મીલ માલેક જેવા માણસ સાથે પ્રેમમાં પડતા ચંપકલાલ શેઠની આ-બરૂ વિષે કાંઇપણ ખ્યાલ ન કર્યો ! તમને મારે શું કરવું ? હાથે કરીને શું કામ ઘરની ફજેતી કરો છો ? કાંકતો ભગવતનો ડર રાખો ? મારે હવે વધારે તમને શું કહેવું ? જરા ડાહ્યા થાઓ, સમજીજાઓ અને જગતની આમન્યા રાખી નિતિમાં ચાલો."

લીલાવતી આ સઘળુ શ્રવણ કરી સ્તબ્ધ બની ગઈ ! શું કહેવું શું બોલવું તેની કાંઇ ગમ પડીજ નહી. તેની આંખે અંધારા આવી ગયા અને એક શબસમાન ભીંતને અઢેલી નીચું જોઇને ઉભી રહી; મનહર છાનો માનો કાંઇપણ વધુ બોલવા શિવાય સીધો ઘેર ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૬ મું.

## બેવફા કુલટા.

### દોહરો.

પ્રેમે પોષ્યાં પંડતે ચુસે પ્રેમ રૂધીર,<br>
પ્રેમતણો પાવક કદી ન શકે ઓલવી નીર.

પુંજી વ્યાજે મુકનારને વારંવાર ઘડીએ ઘડીએ નાણાની સલામતીનો જંપો અને અજંપો થયા કરે છે, રણસંગ્રામમાં સૈન્યને મોકલનાર નૃપતિને હર ઘડીએ પરાજય અને વિજયના ભણકારા વાગ્યા કરે છે, સટ્ટાના વ્યાપાર કરનારને પળે પળે અધીરા બની તેજી અને મંદીના વિચાર આવ્યા કરે છે, તેમ પ્રેમીને ક્ષણે ક્ષણે પ્રેમીના હૃદય અને ભાવના વિચારો અંતરમાં ઉપજ્યા કરે છે.

પ્રેમ દૈવત વડુ દેહમાં એક છે, પ્રેમ પરમાર્થને સ્વાર્થ દાખે,<br>
પ્રેમ પરિપૂર્ણ છે કષ્ટનું ચુર્ણ છે, ગુણીજનો પ્રેમના ગાન ભાખે,<br>
પ્રેમ ત્યાં પુન્યહરિ ધુન્ય જ્યાં પ્રેમ છે, સ્વર્ગ અપવર્ગ તે પ્રેમ ઝાંખે,<br>
ધર્મ સતકર્મ સૌ પ્રેમ આધીન છે, રંગ ઉમંગ તે પ્રેમ રાખે.



પ્રેમ, પ્રેમ, પ્રેમ ! તારૂં અજબ નામ, તારૂં અજબ કામ અને તારૂ અજબ ધામ ! તને મારા સો સો પ્રણામ ! સહસ્ત્ર સલામ અને લાખો નમસ્કાર! તેં મારા આ બે ચક્ષુથી જે જે દેખાડયું તે મેં તમામ જોયું; જાણ્યું અને અનુભવ્યું ! તારી અગમ્ય અકળ લીલાના અવલોકનમાં હું અકળાઇ ગયો. તારી મધુરી મોરલીના નાદે હું નાચી રહ્યો ! તારી માયામાં હું મોહીત થઇ ગયો ! પ્રેમ પ્યાલો બતાવીને લલચાવીને મને આશાના જંગલમાં લઇ ગયો, સારી રીતે મારી જોડે ફર્યો ! મને જગતની લીલા બતાવી, રંગો બતાવ્યાં, હું જેવો રંગમાં રંગાવા જાઉં છું તેવોજ તે રંગનો નાશ કર્યો, લીલા ઉડાવી દીધી અને મને એકલો મુકી ચાલતો થયો ! આ હા પ્રેમ તારી જાળ આવી જાદુ વાળી છે ! પ્રેમ પ્રેમ તારા નેમ અદ્‌ભુત છે, તારા રસ્તે ચડયા પછી મનની સ્થિતી જગતમાં કારમી થઇ જાય છે. મનને પ્રેમ સિવાય બીજુ કાંઇ ગમતુજ નથી. તેને જગતની જંજાળમાં મોહ લાગતોજ નથી; ફક્ત તારામાંજ તે જીવન અંત સુધી તલ્લીન રહે છે ! આ હા આ શું તારામાં એટલી ખુબી રહેલી છે !

જગતમાં મને પ્રથમ દેવીનું હૃદય દેખાડયું; તેના હૃદયમાં મને રાગી કર્યો; જ્યારે હું પ્રસન્ન થઇ તેના હૃદયમાં પ્રવેશ કરવા ગયો કે તરતજ તેં હૃદય ઉડાડી દીધું, મને ધક્કો મારી પાછો કાઢયો, અને મેના સુન્દરીના હૃદયનો મને અધિકારી કર્યો. તેના અધિકારમાં હું અમલ બજાવા જતો હતો તેવામાં તે અચાનક આવી મને ઉંચકીને દેવીના હૃદયમાં મુકયો. દેવીના હૃદયમાં હું સુખથી રહેવા લાગ્યો કે તરતજ તને અદેખાઇ આ

વી, અને દેવીના હ્રદયમાં કઠોરતા મુકી દેવીને કઠોર કરી તું ન્યારો રહ્યો, આહા આશું તારા ઓછા પ્રપંચ છે?

વિકટ સંસારની વિષમ વાટમાં હું એકલો મુસાફરી કરતો હતો; તે વખતે તેં મારી દયા ખાઈ દેવી મિત્ર બક્ષીસ કર્યો. તારી બક્ષીસનો ઉપકાર માની હું મારા મિત્ર સાથે સંસાર જંગલમાં આનંદ માનતો હતો; તેવામાં તારા હ્રદયમાં પાછું કાંકા ભૂત ભરાયુ, અને અમને દુખી કરવા સારૂ બીજા દુશ્મનો ઉભા કરવા લાગ્યો! તેં તારો ભાવ ભજવ્યો! ભગાભાઇ રિપુ ઉભા કરી અમને સતાવવા માંડ્યા, તેનાથી તને સંતોષ ના વળ્યો એટલે લીલાવતી નામનો બીજો રિપુ ઉત્પન્ન કર્યો અને અમારા માર્ગમાં તેનાથી હરકત કરવા તું લાગ્યો! હરકત એટલે સુધી કરી કે દેવીનો જાન લેવાની કોશીશ ભગાભાઇ પાસે કરાવી આહા પ્રેમ આશું તારા ઓછા કારસ્તાન છે?

પ્રેમ પ્રેમ તું આ સંસારની એક ભુલવણી ભરી સુન્દર સૃષ્ટિ છે. આહા આ સંસારમાં પરમાત્માએ મનુષ્યને બક્ષેલું ધન તે પ્રિતીજ છે. પ્રિતી આ દુનિયાની વસ્તુ નથી પણ સ્વર્ગની સામગ્રી છે. એના વિના સંસારમાં એક પળ પણ ચાલી શકતું નથી. આહા એક અજબ વસ્તુ સ્વર્ગની પ્રિતી કેટલા ભાવથી પ્રકાશીત થઇ રહી છે? માતૃભાવની પ્રિતી, પતિ ભાવની પ્રિતી, પત્નિભાવની પ્રિતી, અને પ્રભુ ભાવની પ્રિતી!!

માણસે જ્યારે પરમાત્મા પાસેથી આવું શ્રેષ્ટ ધન મેળવ્યું છે ત્યારે તેનો સદુપયોગ કરવામાં સતત પ્રયત્ન કરવો જોઇએ. પ્રિતી પરમાત્માની પ્રતિમા સ્વરૂપ છે, એથી આપણે એને જોઇ શકીએ છીએ. પવિત્ર પ્રિતીજ આ દુઃખમય સંસારમાં સ્વર્ગ બતાવે છે. મનુષ્યના સુખને

દેવની સુન્દરતામાં શોભાવે છે. એ પુષ્પના પરાગ જેવી મોહક અને મીઠી છે, અને ચંદ્રમાના કિરણની પેઠે શાંતિ આપનારી છે. પ્રેમ જગતનો આદી ધર્મ છે. પ્રેમ સુન્દર અને પવિત્ર છે. પ્રેમ મનુષ્યનો સર્વથી શ્રેષ્ટ અને ઉત્કૃષ્ટ ગુણ છે પ્રેમી માણસનું હૃદય સ્વર્ગીય પ્રકાશીત છે, આનંદથી ભરપુર છે અને સૌન્દર્યતાથી છવાએલું છે.

**એમરસન** જેવા પવિત્ર તત્વજ્ઞાનીયો કહી ગયા છે કે Love is our highest word and the synonym of God. મનુષ્યનું હૃદય અને મન જુદૂ છે. મન બુદ્ધિને તાબે છે અને હૃદય અનુભાવનાને આધીન છે. મન તર્ક કરીને જાણવા ચાહે છે, હૃદય જોઇને પ્રેમ કરે છે. હૃદય પ્રેમ કરે છે, તે મનની શીખામણ ગણકારતું નથી. બુદ્ધિ ઉપદેશ આપે છે કે જો વિચાર કર્યા સિવાય પ્રેમ કરશો તો હૃદયના આંધળા પ્રેમનું પાત્ર ખરાબ અને કુચરિત્રવાન થશે, પ્રેમનું પરિણામ અંધકાર મય થશે, અનુભાવના તે શીખામણને તુચ્છ કરે છે,

મન તેના ઉપર પ્રેમ કરવા કહે છે તે હૃદય કરવા ઇચ્છતું નથી; પરન્તુ હૃદય હૃદયની તરફ પોતાની મેળે દોડે છે, પોતાનો મેળે મળવા ચાહે છે; કેમકે

The statue is then beautiful when it brings to be incomprehensible, when it is passing out of criticism and can no longer be defined by company and measuring wand, but demands an active imagination to go with it, and to say what it is in the act of doing. And of poetry the success is not attained when it bells and satisfies

but when it astonishes and fires us with new endeavours after the unattainable.

ઇશ્વરે મનુષ્યના બે વિભાગ કર્યા છે. નર અને નારી. નર નારીને પ્રેમ કરે છે એને લીધે તેણે તેને રમણીય અને સુંદર બનાવીને જગતમાં મોકલી છે, નર અને નારી પરમાત્માની પ્રેરણાથી બંધનમાં બંધાએલા છે. આશુક માશુકનો પ્રેમ સુન્દર અને સુખમય છે. પ્રેમી પ્રેમીનીને સામાન્ય નારી તરીકે ગણતો નથી, કલ્પનાથી તેને સુંદર તર કરે છે, તેમાં ચંદ્રમાનું માધુર્ય અને સૂર્યની પ્રભા જુએ છે; અમરાવતી પવિત્રતા અને જગતનું સૌંદર્ય મિશ્રિત કરે છે, માશુકનો અવાજ ખોખરો અને જાડો હોય તો પણ આશકને કોકીલાના અવાજ જેવો લાગે છે. તેનું મુખ ખરાબ હોય તોપણ કમળ વદન જેવું લાગે છે. માશુકના એક શબ્દથી હૃદય તંત્ર વાગે છે, એક દૃષ્ટિપાતથી અંતરનો સાગર ઉભ્રજે છે, જરા હસવાથી સ્વર્ગનું પુણ્ય તથા પૃથ્વીની માધુરી એકઠી થાય છે. માશુક પગ મુકે છે તે ભૂમિ વ્હાલી લાગે છે, અને માશુક જીવતી તેથી જીવન સુખમય લાગે છે.

પવિત્ર પ્રેમીને પૃથ્વી સ્વર્ગ છે. સંસાર બગીચા છે. સર્વ પદાર્થ શરદ પુનમની રાત્રી જેવા મનહર જણાય છે, અને તેની પ્રેમી પ્રિયા બુલબુલ છે. આખો દીવસ અને રાત તે બુલબુલના મીઠા ગાનમાં તદ્‌લીનજ રહે છે, રોબર્ટહોલ જેવા વિદ્વાન કહી ગયા છે કેઃ—

The order of nature is ever more from particulars to generaly. As in operations of intellect we proceed from the contemplation of individuals to general abstractions, so in the development

of the passions in iike manner, from private to public affections.

शैशवेऽभ्यस्त विद्यानां यौवने विषयै षिणां ।
वार्द्धिकये मुनिवृत्तिनां योगेनां तनुत्यजाम् ॥

આહા **કાલીદાસ** જેવા સમર્થ કવિ પણ રઘુવંશમાં પ્રેમના વખાણ કરી ગયા છે. મહાકવિ **ભવભૂતિ** પણ પ્રેમને વાસ્તે નીચે પ્રમાણે ઉદગાર કાઢી ગયા છે.

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु य- ।
द्विश्रामो हृदयस्य यत्र जरसायास्मिन्न हार्यो रसः ॥
कालेनावरणात्ययात् परिणते यत्स्नेह सारे स्थितं ।
भेदं तस्य सुमानुषस्य कथमप्येकं हिंतत् माप्यते ॥

સુખ અને દુઃખમાં જેનો એક સરખો ભાવ છે, સર્વ અવસ્થામાં જે અનુકુળ છે, જેને મેળવીને હૃદય આરામ અને વિશ્રામ મેળવે છે. વૃદ્ધા વસ્થા જેની ગાઢતાને નષ્ટ કરી શકતી નથી, કાલે કરીને પરિપકવ થયાથી લજ્જારૂપ આવરણ ભેદીને જે ઘનીભૂત સ્નેહનો આકાર ધારણ કરે છે તેનું નામ **પ્રેમ** છે. " આ પ્રમાણે પ્રેમ ચર્ચા કરતો કરતો મનહર પોતાના ભુવનની અટારી ઉપર ચંદનીમાં ચંદ્ર ભણી જોતો જોતો ફરવા લાગ્યો, થોડીકવાર સુધી આમતેમ ફર્યો અને અંતે એક આરામ ચેરપર પડી વીચારમાં લીન થયો. લીલાના બનાવથી તેના મગજમાં કાંઇ વિલક્ષણ ફેરફાર થયો હતો, ભગાભાઇના વિષપાનના બનાવથી અને મથુરાની જાત્રાના બનાવથી મનહર વધારે શંકાશીલ થયો

હતો. સ્ત્રી જાતિ સંબંધી કાંક હલકા વિચારમાં ઉતરવાની તૈયારીમાં હતો; આનું કારણ લીલાવતીની લીલાનું અવલોકન હતું.

હમણાં થોડાક દીવસથી દેવીનો તેને મેળાપ થયો નહોતો; તેનું કારણ ઉપર જણાવ્યું તેજ હતું. વિષપાનનો પ્રસંગ બન્યા પછી મનહર સાસરે જવલ્લેજ જતો હતો. દેવી પણ શરમીંદી બાવરી અને ગાભરી બની ગઇ હતી. દુનિયાંદારીની બીતિથી મનહર અને દેવી બહુજ બ્હીતાં હતાં. હમણાથી તેમના મનની મનમાં સમાતી હતી અને તનની તનમાં સમાતી હતી. દેવીથી પહેલા જેટલો પ્રેમ મનહરને છએક બતાવાતો નહોતો; તેનું હૃદય હમેશાં નિર્મળ અને પવિત્ર હતું, પણ દુનિયાના મારથી બ્હીતું હતું. અગાઉ જેમ મનહર અને દેવી વારંવાર મળતા હતા તેમ હાલ મળાતું નહોતું.

મનહરનું હૃદય કાંક શંકાશીલ અને અધીરૂં બન્યું હતું. દેવી પણ મથુરાથી આવ્યા પછી મનહરની એક પણ મુલાકાત નહીં થવાથી ગભરાઇ ગઇ હતી, કે રખેને મનહરને મારા વાસ્તે કાંક વ્હેમ આવ્યો હોય અગર મારા પ્રેમની ન્યુનતા તેમને લાગી હોય એવા વિચારમાં પડી અધીરી અને ઉદાસ બની હતી, વધારે ઉદાસ થવાનું કારણ એજ હતું કે તેને હમેલ રહ્યા હતા, હમેલથી તે વધારે અધીરી ઉદાસ અને ચિંતાતુર બની ગઇ હતી, જોકે હમેલ મનહરલાલના પ્રસંગથી રહ્યા હતા તોપણ મનહરના માન્યામાં આ વાત આવશે નહીં, અને ઉલટી મને બેવફા ગણશે એમ ધારીને રાત દીવસ શોકમાં ઝુર્યા કરતી હતી. એક બાજુએ ભગાભાઇની મોટી બીક હતી અને બીજી બાજુએ મનહરની મોટી બ્હીક હતી, વચમાં દુનિયાદારીથી ડરતી હતી; આ પ્રમાણે આ નિર્દોષ બાળા દેવી ગભરાટમાં ખરી સપ-

ઠામણુમાં સપડાઇ ગઇ હતી.

મનહર દેવી સંબંધી વિચારમાં પડી ગયો હતો. આ વખતે ચો-ગરદમ શાન્તી પથરાઇ ગઈ હતી. આઘેથી દુરના ઘરમાંથી ધીમો ધીમો મધુર સ્વર સંભળાયા કરતો હતો. મનહર મધુરા સ્વરના તાનમાં ધીમે ધીમે તદ્લીન થતો હતો; ધીમે ધીમે સ્વર સ્પષ્ટતાથી સારી રીતે સં-ભળાવા લાગ્યોઃ—

" ઓરા આવો તો કહુ વાતડી બિહારીલાલ,
તમ માટે ગાળી છે મેં જાતડી, ,,
જે દહાડે મળ્યાતા વૃંદાવનમાં ,,
તે દહાડાની તાલાવેલી તનમાં ,,

આહા કેવા હ્દય દ્રાવક ઉદ્ગાર ! નટવરના પ્રેમમાં ગોપિકા કેવી તન્મય થઈ ગઈ છે. પ્રેમલક્ષણા ભક્તિથી ભરપુર હ્દય કેવી રીતે કૃષ્ણને બતાવી રહી છે; આહા આવો વખત મારી દેવીનો પણ એક વખત હતો. "

" વેદના વિરહની તે કયાં ભાંખીએ બિહારીલાલ.
ભિતરનો ભડકો તે કયાં દાખીએ ,,
ફુટકારી સરખી ફરૂં વનમાં ,,
કળ ના પડે રજની દીનમાં ,,

આહા ! હ્દયના ભાવ ઘણીજ ઉત્તમ રીતે જણાવી રહી છે. દેવી દેવી તારૂ હ્દય પણ આવુંજ પવિત્ર છે. "

ઘેલી ઠરીછું સહુ ગામમાં બિહારીલાલ.
ચિત ચોટતુ નથી ઘર કામમાં ,,
વિકળતાની વાત કહે ના બને ,,

ઘરમાં જાઉને જોઉં આંગણે ,,
આતુરતા એવી ક્યાં લાગી સહુ ,,
છો ચતુર શિરોમણી ત્યાં શું કહુ ,,
પ્રિત કીધીતો હવે પાળીએ ,,
આતુર શરણે આવ્યાને ન ટાળીએ ,,

વાહ વાહ ગોપીકા ધન્ય છે તારા પ્રેમને ! !

" તમારે હું સરખી હજારો હશે બિહારીલાલ.
માહરોતો પ્રાણ તમવિના જશે ,,
દરદી હોયતે જાણે દરદમાં ,,
અવર દુખ એની આગળ ગરદમાં ,,

આહા મારા હ્રદયમાં પ્રેમદરદ આસંગીતે ઉભું કર્યું. દેવી દેવી તું મને એક ઘડી પણ વિસરતી નથી ઘડીએ ઘડીએ તારી મોહક મુર્તિ મારા મનમાં રમ્યા કરે છે, લલિતાંગી કુદરત આપણા બંને વચ્ચે આડી પડી છે. વિષપાન પ્રસંગ પછી હ્રદય અન્યો અન્ય મળી શકતા નથી, કીરતાર કિરતાર જ્યારે તું હ્રદયથી જુદા કરે ત્યારે અમને ખોળીઆથી પણ જુદા કરજે ! ! લાવ અત્યારની સ્થિતી એક કાગળમાં ચિતરી દેવીને બતાવું", કહી મનહર એક કાગળ લઈ લખવા બેઠો:—

" મારી દેવી ,

" અલબેલડી રસવેલડી છબિછેલડી રસિકા અરે,
મનમોહીનિ દુખ દોહિની ભવ સોહીનિ સુન્દરી અરે;
સાથે રમ્યા સાથે જમ્યા સાથે ફર્યા સાથે રહ્યાં,
લલિતાંગી તે દીવસો લલિત સુખના અરેરે ક્યાં ગયા ?
લોચન મળ્યા લોચન વિષે હૈયું મળ્યું હૈયે હશી,

મનડું મળ્યું મનડા વિશે પ્રેમે લીધા છે આકૃષી;
શુભ રંગલાગ્યો અધરમાં પ્રિયપાન અધરામૃત કરી.
હ્રુદય પુરના પ્રેમ સરમાં મન નાવે માલ્યા સુન્દરી.
પ્યાલા પીધા શુભ પ્રેમના રંગે રમ્યા આ રસિકડી.
મનોરાજના પ્રિયનેહનગરે મોજ માણી મીઠડી;
ભક્તિ કરી અતિ પ્રેમની પ્રેમે પીડા સૌ પરહરી.
વાસ કરીને હ્રુદય હ્રદયે સુખે રહ્યાતા પ્રિયહરી;
ચન્દ્રિવસે આકાશમાં કુમુદિનિ જલમાં વસે,
નભમાંહી સૂર્ય પ્રકાશ પેખી સરમાંહી કમલિનિ હસે:
પતંગ પ્રેમે દેહનું દીપક પ્રભાને દાન દે,
સારંગી સુરને સુણવા સાંરંગ પ્રીતે જીવન દે.
કમળ કેરા પ્રાગના શુભ રાગમાં મધુકર ધસે;
પ્રિતે પુરાઈ કમળમાં નિજ હ્રુદયમાંહી નિત હસે.
હીરો જડે લોહા વિશે પિતળ સ્થળે કુંદન ધરે.
રંક કરતા રાયને પલમાંહી પ્રેમ ન ઉર ડરે.
વ્હાલી મધુરી મિઠડી મનરંજની મુગ્ધા પ્રિયા,
ચિન્તા કરીશ નહીં ચિત વિષે છે અજબ પ્રેમતણી ક્રિયા:
કીરતાર પ્રાણ હરે નહીં મુજ પ્રિયથી અળગો થતાં,
આધાર ભુત અલબેલડી અળગી કરૂ કયમ જીવ છતાં ?
લલિતા સલિતા પ્રેમની પ્રણમુ તને ગુણવંતી હું,
અળગો કરે ભાવિ મને પણ ભુલીશ નહીં તુજનેજ હું.
અવિનાશી અર્જધરી ઉરે દેજેમને મૂગ્ધા ફરી,
મરણદે મૃગ છાલાદે ઉરમાં ન આશ ધરૂ જરી. ”

લી.
તારો મનોહર.

આ પ્રમાણે કાગળ પૂરો કરી રામોશી સાથે ટપાલમાં નંખાવરાવ્યો. થોડીકવાર થઈ નહીં એટલામાં મેનાસુન્દરી સાસરે મોડી આવી. મેનાને મોડી આવેલી જોઈ મનહર કાંક વિસ્મય થયો પણ કાંઈ ઘર સંબંધી કામ હશે એમ ધારી વિસ્મયતાને દુર કરી. મેના અટારી ઉપર મનહર પાસે આવી અને પ્રણામ કરી એક સામી ખુરશી પર બેઠી બેઠી મનહરે દેવી સંબંધી હકીકત પુછવી શરૂ કરી.

" ઓહો સુન્દરી આજ આટલા બધા મોડા કેમ આવ્યા ?

જડીબાની પ્રકૃતી કાંક નરમ હતી એટણે આજે આવવાનો વિચાર નહોતો, પણ કાંક શરીરે ઠીક થવાથી જડીબાએ મને મોકલવા માંડી, તેથી મોડુ થઇ ગયું.

કહો હાલમાં દેવી શું કરે છે ?

હમણાંથીતો હમેશા સાસરે રહે છે.

તમારે ત્યાં બંગલે કયારે આવે છે !

કાંઈ બરાબર ઠેકાણું નથી. ભગાભાઈના ઝેરનો પ્રસંગ બન્યા પછી દેવીબાની સ્થિતિમાં કાંક વિલક્ષણ ફેરફાર થઈ ગયો છે.

શું ફેરફાર થઈ ગયો છે ?

દેવીબા દીવસે દીવસે સુકાતા જાય છે, ગુપ્ત ચિંતામાં ગરકાવ થતા જાય છે, અને તેમાં અધુરામાં પૂરા હમેલ તેમને રહ્યા છે.

હેં શું હમેલ ?

હા, હમેલ રહ્યા છે.

હમેલ ! હમેલ હરામના હમેલ ! અબળા અબળા પણ આખર પ્રબળા ! પ્રમદા પ્રમદા પ્રવિણ પ્રમદા પણ બુદ્ધિ પાનીએ ! પ્રેમ પ્રતિજ્ઞાનો ભંગ કર્યો ! મન બદલાઈ ગયું અને તેની સાથે તન પણ

બદલાઈ ગયું ! સ્ત્રીઓના મનને પીગળતા વારશી ? એમના મનતો મીણના જેવા હોય છે. દેવી, દેવી આખરે દગો કર્યો ! મને પ્રેમના પંથમાં દોરી રઝળતો કરી આખરે જુદાઈ કરી ! મારી મટી પરની થઇ. મારો પ્રેમ તેં પળમાં વિસારી દીધો હવે મારે શું કરવું ? સંસારનો ત્યાગ કરવો કે આત્મત્યાગ કરવો ? હવે મને દુનિયામાં કાંઈ પણ મોહ લાગતો નથી જીવ, જીવ, હવે જીવીને શું કરવું ?

બસ બસ હવેતો દેવી ખાતર પ્રાણ ત્યાગ કરવો. દેવી સમક્ષ એક-વાર જવું અને તેના હૃદય આગળજ દેહનો ત્યાગ કરવો એજ ઉત્તમ છે. લાવ એક ફરી બીજો કાગળ પણ લખી દેવીને ઠપકો દેઉ કે મનહર સાથે આખરે દગો કર્યો, આ પ્રમાણે બોલતો બોલતો મનહર ઘેલો બનીએક બીજો કાગળ લખવા લાગ્યો !

## મને વિસારી બેઠલ તોપણ વહાલી દેવી.

દેવી, દેવી આખરે જુદાઈ ગણી ! પ્રેમ પ્રતિજ્ઞાનો ભંગ કર્યો ! મને પ્રેમપાસમાં સપડાવી નિરાધાર અળગો કર્યો ! અન્તે તું બદલાઈ ગઇ ! દેવી, દેવી, દેવી તાને ગમ્યું તેખરૂ ! તરા મનનું ધણી કોઈ નથી કેમકે સ્ત્રીઓના મન તો મીણજેવા ચંચળ અને સદા ડગમગ હોય છે અને તેને પીગળતા વાર લાગતી નથી. મનથી જીતાય છે. કહ્યું છે કે "બેડી બંધન પતિ દેહને રાખી તનકુ તાબે કરાતુ.

મનનું ધણી નથી માનવી જગમાં મનકુ મનથી મરાતુ,

વાયુથી છે વેગ વિશેષ ચંચળ ચપળાથી છે એહ."

મન વાયુ વેગી છે તે ચપળાથી પણ અધીક ચંચળ છે. તેવા અધીરા ચંચળ મનને હું મારૂ માની બેઠો તે મેં મોટી ભૂલ કરી છે કેમકે.

" દેહરૂપી રમ્ય રથ આજ્ઞ્યારે અશ્વ ઈંદ્રીઓ જાણ,
સારથી મનને સ્વાધીન જીવ છે પજે દેશાય પ્રમાણે,
નથી અન્યથા રોકાતુ મિથ્યા માનવી મલકાતુ. "

આહા તેમ હું દેવીના મારાપણામાં મલકાઈ ગયો. પણ હવા આખરે બદલાઈ ગઈ! દેવી, દેવી તને હું અધિક શું કહું? તને અધિક હું શું લખું? નારી કોઈની થઈ નહી તે શું મારી થશે? હું તેને મારી માનુ એ કેવી મૂર્ખાઈ? લોક કહેવતથી વિરૂદ્ધ ચાલું એ મારીજ બેવકુફાઈ છે. લોકતો કહીને છુટા પડી જાય છે કે રહેતો **આપથી** અને જાયતો સગા **આપથી**, તે પ્રમાણે મારી દેવી તું મારાથીજ બદલાઈ ગઈ! આખરે આવો દગો તું મારી સાથે રમીશ એવી મને સ્વપ્ને પણ આશા નહોતી! તે આશા તેં પળમાં દેખાડી મારૂ જીવતર ઝેર કર્યું!

હે બેવફા કુલટા અન્તે તું કુટીલતામાં ભળી! હે હરામી હમેલદાર નારી અંતે હરામના હમેલ ધારણ કર્યા! સ્ત્રિજાતીને સર્વદા ધિક્કાર છે! જ્યારે તારે આવું કરવું હતું ત્યારે મારા જેવા નિર્દોષને શું કામ તારી પાપણી જાળમા ફસાવ્યો? હે દયાહીન દારા તારા નામપર કરોડો ધિક્કાર છે! હવેથી હું તારી પાસેથી દેવી પદ છીનવી લઈને દાનવીપદ આપુંછું! હે દાનવી રાક્ષસી પિશાચણી અન્તે તું દગો રમી બીજાની થઈ? બેવફા કુલટા તારા નામપર નિરંતર ફિટકાર છે. મારા તને છેલ્લી વારના પ્રણામ છે!"

લી.

તારો થએલો મનહર.

આ પ્રમાણે કાગળ લખી મેનાને આપ્યો અને મને મનહરની વિકળતાને **સમજી** ગઈ, કાંક બોલવા ગઈ.

" શું કામ આટલો બધો ક્લેશ કરોછો?

ચુપ રહે ! મારી સાથે અત્યારે વધારે વિવાદ કરી મને દુઃખી કરીશ નહીં.

પણ છે શું ?

છે માં સ્ત્રીજાતને સર્વદા ધિક્કાર, ફીટકાર ! !"

આ પ્રમાણે મનહર ક્રોધાવેશમાં રાતો પીળો થઈ ગયો; એકદમ અટારી પરથી ઉતરી નીચે આવી પલંગમાં સુઈ રહ્યો; મેના સુન્દરી અત્યારે વાતચિત કરવાનો કાંઈ વખત નથી એમ ધારી મૌન રહી અને પોતાના મુખથી દેવી હમેલદાર છે એમ કહીજવાથી પસ્તાવાના સાગરમાં પડી; જો કે તેનો કહેવાનો ઇરાદો જુદોજ હતો અને તે એ હતો કે દેવીને તમારાથી હમેલ રહ્યા છે તેથી જગત શું કહેશે, અને ભગાભાઇ શું કરશે એની ચિન્તામાં ઘેરાઇ ગઈ હતી. આહા પ્રિતમાં કલેશ ભરેલો જ છે; સ્નેહ સર્વદા અશ્રદ્ધા વ્હેમ અને કંકાસથી છવાએલો છે. આ પ્રમાણે મનહર વ્હેમી બની ગયો હતો, અને વ્હેમમાં આવી જઇ આટલી બધી ક્રુરતાનો વરસાદ દેવીપર વરસાવી દીધો ! ! બિચારી મેના ગરીબ પામર દેવીની દયા ખાતી ખાતી શોક સાગરમાં ડુબી ગઈ, મનહર ઉંધુ ઘાલી પલંગમાં ગંભીર વિચારમાં પડી ગયો. વાંચકો ક્રોધી મનહરને જરાવાર વિરામ આપો !





## પ્રકરણ ૧૭ મું

---

## કલંક વાદળ.

### દોહરો.

જગમાં જુદી જીભ છે, જગમાં જુદા જોગ;
જગમાં જુદા જીવ છે, જુદા પ્રેમ ઉદ્યોગ.

---

જગત થોડું બોલનારને કપટી ગણે છે અને વધારે બોલનારને લબાડી ગણે છે, વિશ્વમાં લક્ષ્મી નહી વાપરનારની ચીંગુસમાં ગણત્રી થાય છે અને વધારે વાપરનારની ઉડાઉમાં ગણત્રી થાય છે, દુનિયા પવિત્ર પ્રેમીને પલકમાં પવિત્ર રીતે દેખાડે છે અને પલકમાં અપવિત્ર બતાવતા આંચકો ખાતી નથી.

---

ઓ પ્રેમ તારા નેમ આવા ગહન છે અતિ કારમા,
પ્રેમી બિચારા રઝળતા પ્રિય પ્રેમના અંધકારમાં,
આખર વિયોગ કરાવી દે પળમાં સંયોગ તજાવીને,
પત્થરપરે પ્રેમી પછાડે પ્રેમદોર કપાવીને.



વી મનહરના બે પત્રો વાંચી મરવા તુલ્ય થઇ ગઇ છે; નીશાસા નાંખતી કર્મને ઉપાલમ્ભ આપી રહી છે, તેની આંખોમાંથી શ્રાવણ ભાદરવા વરસી રહ્યા છે. સુકુમાર બાળા દુનિયાના દોરંગથી કાયર કાયર થઈ ગઈ છે. પ્રેમના પંથમાં પ્રવેશ કરી પૂર્ણ રીતે પસ્તાવો કરી રહી છે. હવે જગતમાં તેનું કોઈ નથી એમ માની જીંદગીને જહેર રૂપ માની આત્મ ત્યાગના ઉપાયો શોધી રહી છે.

આજે તેનું હૃદય ચિરાઈ જાય છે, તેનું શરીર કંપી જાય છે, તેનું મન ફટકી જાય છે, આજે તેને કાંઈ ગમતુ નથી. જગતમાં તેને જેની સ્હાય હતી તે સ્હાય આજે દુર થઈ ગઇ છે; તેથી નિરદોષ બાળા હેબક ખાઈ ગઈ છે. સંપુર્ણ રીતે પ્રતિજ્ઞાનું પાલન કરતા અંતે તેના પર કલંક આવ્યું તેથી પામર પ્રેમદા ગભરાઇ ગઇ છે.

હવે શું કરવું તેની તેને કાંઈ સુઝ પડતી નથી. ત્રણ ત્રણ દીવસ થયા મનહરના તેને દર્શન થયા નથી, તેથી સુકમાર બાળા અન્ન જળનો ત્યાગ કરીને મનહરની જપમાળા જપતી બેસી રહી છે. હમણા મનહરલાલ આવશે, હમણા મનહરલાલ આવશે એવી આશામાં આવી પામર દેવી પોતાના પ્રાણને શરીરમાં ધારી રહી છે. જગતમાં કાલે શું થશે તેની કોઇને ખબર નથી. **न जाणे जानकीनाथ किं काले भविष्यति !** કાલે શું થશે તેની જાનકીનાથ ને પણ ખબર નથી !

મનહરની મનહરણી દેવી મનહરલાલના દર્શનની મનહર આશામાં આવી મનહરની અતી આતુરતાથી વાટ જોઈ રહી હતી, પણ મનહરના દર્શન થયા નહી. મનહરલાલના બે પત્રો તેને મળ્યા. પહેલો પત્ર વાંચી દેવી

આનંદમાં આવી, હરખાવા લાગી અને બીજો પત્ર વાંચતાં શોક સાગરમાં ડુબી ગઇ, 'હરામના હમેલ, અંતે દગો કર્યો, આખરે દાજુઈ ગણી, બેવફા કુલટા, નારી કોઇની થઇ નથી અને થશે પણ નહીં" ઇત્યાદી સંબોધનો વાંચી ગરીબ દેવી ત્યાંને ત્યાં ઠરી ગઈ! તેની આંખમાંથી ચોધારે આંસુ ચાલવા લાગ્યાં; તેને ડુસકા ઉપર ડુસકા આવવા લાગ્યા, વારંવાર ભુખ તૃષ્યા અને શ્રમથી મૂર્છાવત થવા લાગી; જ્યાં સુધી મૂર્છા વશ થતી હતી ત્યાં સુધી શબવત એકલી પોતાના દીવાનખાનામાં પડી રહેતી, આજે તેને કોઇપણ આશ્વાસન દીલાસો કે ધીરજ આપનાર હતું નહીં. જ્યારે તે મૂર્છાથી જાગતી હતી ત્યારે વારંવાર પત્રો વાંચી આક્રંદ કરી કલેશ કરી મૂર્છાવશ થતી હતી; આ પ્રમાણે ગરીબ નિરાધાર દેવી દુઃખના દરિયામાં ડુબકા મારી રહી છે, અત્યારે તેની સારવાર કરનાર કોઇપણ જગતમાં રહ્યું નથી!

દુઃખના મહાસાગરમાં ડુબકા ખાતી ખાતી દેવી બે હાથ જોડી વિશ્વપતિને વિનવી રહી છે. "હે અનાથના નાથ અવિનાશી આ અભાગણીને તેં શું કામ જન્મ આપી મારા મનહરને દુઃખી કર્યા! હે નિરાધારના આધાર કિરતાર આ પાપણીનો સંબંધ મનહરલાલ સાથે બાંધી શું કામ મનહરલાલને દુઃખી કર્યા? અરેરે જગતમાં મારૂં હવે કોઇ પણ ના રહ્યું? મને જન્મ આપનારી માતા પણ મનગમતું કરી મને શોકયની શળી ઉપર વીંધી ન્યારી થઇ ગઇ! મારી વડીલ બ્હેન લીલાવતી પણ પોતાનો સ્વાર્થ સાધી મને દુઃખના દરીયામાં નાંખી અળગી જતી રહી! ભગાભાઈ પણ મને વારંવાર મારી નાંખવાના પ્રયત્નો કરી મારાપર અણુગમો બતાવી દુર થઇ ગયા! જેના આશાના તાંતણે આ પ્રાણ પ્રોવાઇને અત્યાર સુધી ટકી રહ્યો હતો તે મારા મનહર પ્રભુ

પણ અત્યારે બદલાઈ ગયા; મારાપર ફરીને કલંકનો વરસાદ વરસાવી રહ્યા ! હવે મારૂં જગતમાં કોઇ ના રહ્યું ! સંસાર દાવાનળમાં બળતી બાળાનું કોઇ પણ બેલી હવે રહ્યું નહીં ! હવે હું શું કરૂં ? કયાં જાઉં ! કુવામાં પડું ! ઝેર ખાઉં ? કંઠપાસ કરૂં ! નાસી જાઉં ! કે બળી મરૂં ?

હે મનહર નાથ ! આ પામર ભોળી અજ્ઞાની બાળાને પ્રેમજાળમાં ફસાવી, રમાડી, લલચાવી અને અંતે તેનો ત્યાગ કર્યો ! હે મારા મનહર તમને આવા ક્રુર થવું ના ઘટે ! આ દેવીનું હવે જગતમાં કોઇ નથી ! ચંદ્રદર્શનની વાત ભૂલી ગયા ! દેવી, દેવી અંતે તું કલંકીત થઇ ! હરામના હમેલ લખતા તમને કાંઇ પણ દયા ન આવી ! તમારો કહેલો દોહરો તમને યાદ ના આવ્યો ? આટલી વારમાં તમારૂં કહેલું તમે ભૂલી ગયા ? 'દધિસુત ઝુર્યો દંત વિણ કર વિણ ઝુર્યા હાર, નૂપૂર ઝુર્યા નેત્ર વિણ પ્રેમી કરો વિચાર' એ દુહો તમને કલંક મૂકતા કેમ ના સાંભર્યો ? તમારા રાગમાં હું પરવશ થઇ ! તમે જેમ જેમ કહ્યું તેમ તેમ મેં તમામ કર્યું, તમારા વાસ્તે મેં મારા માબાપની આબરૂની દરકાર કોરે કરી, મારા પરણ્યા નાથ ભગાભાઇની પણ પરવા ન રાખી; તમે ભિસ્મ પ્રતિજ્ઞા લેવરાવી તે પ્રતિજ્ઞા મેં લીધી; ભગાભાઇને ભાઇ કહી અસહ્યા માર સહન કર્યો, મારો સંસાર રદ કર્યો; તમારા વાસ્તે માબાપ ધણી બ્હેનો અને દુનિયાની દરકાર વગેરે તમામ મેં તજ્યું; અને ફક્ત તમારા પવિત્ર પ્યારમાંજ હું જોડાઇ ગઇ. તમે જેમ જેમ પ્રેમમાં રમાડી તેમ હું રમી, અને તમે જે પ્રમાણે નચાવરાવી તે પ્રમાણે હું તમારી માયામાં નાચી, અને અંતે મને કલંકીત બેવફા કુલટા ગણી દુર કરી ! હરી, હરી, હરી, મેં પૂર્વ જન્મ કેવા પાપ કર્યા હશે

કે આ ભવમાં આવી દશા મારી થઇ !

હે મનહર પ્રભુ અન્તે તમે મને શકુન્તલાની પેઠે કલંકીત ગણી દુષ્યન્ત બન્યા ! **સીતા** સમાન દોષીત ગણી કઠોર હૃદયના **રામ** થઈ મને ભર જંગલમાં સગર્ભા રખડતી મુકી ! **દમયન્તી** સમાન કઠોર હૃદયવાળા ગણી મારો ત્યાગ કરી મારી પાસેથી ચાલ્યા ગયા ? **નળ-રાજા**જેવા ક્રુર બન્યા !

ચાલ જીવ હવે જીવીને શું કામ છે ? લાવ હવે ઝંઝપાસ કરીને મનહર પ્રભુએ કલંકીત ગણેલા બોલીઆથી મુક્ત થઈ જાઉં ! પણ સબુર સબુર દેવી દેવી તું અત્યારે બે જીવની હત્યા કરે છે. તારા જીવે દોષ કર્યા છે પણ ગર્ભનો જીવ નિર્દોષ છે, તેની હત્યા કરતાં તું વધારે દોષિત થઇશ ! તારે આત્મહત્યા કરવી હોય તો ભલે કરજે ! પણ ક્યારે ગર્ભના જીવને જન્મ આપીને કરજે ! અત્યારે તું જરા સબુરી રાખ " આ પ્રમાણે દેવીના શરીરમાં મન અને બુદ્ધિ વચ્ચે યુદ્ધ થઈ રહ્યું. દેવી અત્યારે તદન બાવરી બની ગઇ હતી. આમ તેમ ગાંડાની માફક ઉન્માદમાં આવીને જેમ આવે તેમ બકતી હતી. દેવીને પાછો હૃદયમાં કાંક વિચાર આવ્યો અને ઝટપ લઇને કાગળ લખવા બેઠી. દુખિયારી બાળા સાહસકરતા અચકી ગઇ. તેને કાગળનો પ્રત્યુતર આપવો ઠીક લાગ્યો તેથી કાગળ લખવા એકદમ મંડી ગઈ:—

" **મારા પ્રભુ મનહર,**

આપની અલૌકીક કૃપાથી ભરેલા બે પત્રો મળ્યા; વાંચ્યા, અને હકીકત જાણી ખુશી થઈ ! આપને જેમ આવે તેમ કહેવાનો અને લખવાનો હક છે; અને મને જેમ આવે તેમ સાંભળવાનો અને ખમવાનો હક છે. આપના કાગળના ખુલાસામાં નીચેનો ભાવ લખી થયેલા અ-

પરાધની ક્ષમા માગી લઉં છું.

"ના રહ્યું કહેવાનું તો શું કહીએજી,
અંતર પોતાને સમજીને રહીએજી;
રસના દંત તળે ચગદાયજી,
દુખ વ્યાપે તોએ પોકાર ન થાયજી;
કુપની છાંયા તે સમે કુપ માંયજી,
મુંગો તે મનસુબો જઇ કહે ક્યાંયજી;
એ દુઃખ એવું તે મુખ શું વખાણેજી,
પ્રિતની પીડાને અનુભવી જાણેજી."

તેમ મારા મનહર મણી! તમેજ મારા હૃદયને જાણો છો! જગતમાં બીજું કોઇ પણ મારા અન્તરને જાણતું નથી, કેમકે,

"જાણે તે સાચુ કહે બાકી સરવકો ચેષ્ટા કરે.
માટે કોઇને કહેવું નહીં એમ કહેથી કૌતક હરે;
દોષ નથી એમાં કોઇનો જાણી જોઈ સઘળું કર્યું.
ઉતારી વન કુપ મધ્યે વરત વાઢે તેમ હર્યું.

મોહન આપના પ્રેમે મને દગો દીધો. હવે મારે ક્યાં જઈ ફરીયાદ કરવી? હવે મારૂં કોણ બેલી! મારૂં કોણ સાંભળશે, કોણ મારૂં થશે? મારી કોને દયા આવશે? કેમકે—

"ચકોર તલપેઃચંદ્રને પણ ચંદ્રના મનમાં નહીં,
એમ મોહન મનમાં અમે નહીં, એ માટે બળી અહીં,"

હવે ગમે તેટલું કલ્પાંત કરીશ પણ મારી કોઇને કરૂણા ઉપજશે નહીં; કેમકે

" માણી રસ કમળને મધુકર મુકેજી,
કરે નની પ્રિત પછી જ્યારે કાંઈ સુકેજી,
મતલબી જન કેરી એવી રીતજી,
ગર્જ થતા લગી પાળે પ્રિતજી.
પારધીની પેઠે ભોળવીને અંતે મારેજી,
સાધી નિજ સ્વારથ દયા ન વિચારેજી "

માટે હવે મનની મનમાં રહેશે; મુંગે ગોળ ખાધો તેનો સ્વાદ શી રીતે બીજાને કહી શકાશે? કુવાની છાંયડી કુવામાંજ સમાઈ જાય; ઉરના ઉમળકા ઉરમાંજ સમાઈ જશે; હવે મનની વાત કોને કહેવી!

જેમકે:—

" મનડાની વાતો તે કોને કહીએરે, પ્રિતમ પ્રાણ અમારો૦
પ્રિતમ પ્રાણ અમારો પ્રભુ નયનનો તારો,
ચિતડામાં શર્ણ નિશદીન રહીએરે,
છાયાંને દેહ જેમ વળગીને છુટે ન્યારા,
પ્રેમના પંથમાં પડીને પસ્તાણા,
હોળી વિયોગની આ હૈયેરે૦

હવે તો હ્રદયની વાત આપ સિવાય આ જગતમાં બીજુ કોઇ સાંભળનાર નથી, હવે તમને ગમે તેમ કરો, ચાહે તો મારો કે ઉગારો, ચાહે તો બાળો કે ઠારો; ચાહે તો દુઃખી કરો કે સુખી કરો પણ આપના વિના હવે મારે કોઈ બીજુ નથી. આપ મને વિસારી મુકશો પણ મારાથી આપને વિસરાશે? સૂર્ય કમળપર તિરસ્કાર કરી નાસી જઇ રહી શકશે પણ કમળને સૂરજ વિના ઘડી ચાલશે? માટે હવે તો

" કંથ કૃપાનિધી કેમ હવે મને મુકોરે,
પ્રાણજીવન પ્રભુ શી વાતે હું ચુકીરે;
ચુકી તોપણ દાસી હોય સમાવો રે,
મારા સમ જો જો મનમાં કાંઈ લાવોરે;
અબળા જન અમો અવગુણ કેરી ખાણરે,
તોપણ નાથ નિભાવો ઝાલો પાણરે;
અન્તર મલવાં અન્તરને અતિ અકળાયરે,
પ્રિતિ તણી પીડા કાંઇએ ન કહેવાયરે,
બિડયું સિડયું પણ અંતર ભડકે લાગેરે.
કાળજુ ભેદી પ્રેમના શર વાગેરે
વિરહ વિકળ થઈ કળ ન પડે નિશદીનરે,
તાલાવેલી લાગી મારે તનરે,
દુઃખ દાવાનળ પ્રગટયો કેમ સહેવાયરે,
ધીરજ રાખુ પણ કહાંલગી રહેવાયરે !
જેવી તેવી પણ કીંકરીછું હું તમારીરે.
કરૂણાકરી કંથજી કાંઈ ખબર લ્યો મારીરે "

હૃદય જીવન દાસીથી ગમે તેવા અપરાધ થયા હોય તો પણ ક્ષમા કરશો ! એકવાર મારી પાસે આવી દર્શનનો લાભ આપી કૃતાર્થ કરશોજી ! આપને જેમ કહેવું તેમ કહેજો, જેમ લડવું હોય તેમ લડજો, અને જેમ લખવું હોય તેમ લખજો પણ મારી પાસે આવીને મનગમતું કરજો ! ! આ કાગળ વાંચીને એકવાર પણ મારી પાસે આવી જજો. જો આપને મારો ત્યાગ કરવાની ઇચ્છા હોય તો પણ એકવાર મારી પાસે આવી મારૂં અન્તર જાણીજજો, હૃદયના ખુલાસો લઈજજો

અને છેલ્લી વારની મારાપર કરૂણા કરી દર્શન આપજો. હું હાથ જોડીને, કરગરીને, પ્રાર્થના કરીને, વિનવણી કરીને એકવાર આપના દર્શન માગી લઉછું માટે દર્શન આપવા કૃપા કરજો; જો દાસીને આપના દર્શન નહી થાયતો પછી શું થશે તે હું કહી શકતી નથી. આપની પાસે દર્શનનીજ મારી માગણી છે, માટે હૃદયની ઉદારતા મારાવાસ્તે દરશાવી દર્શનનો લાભ આપી આ કીંકરી ને છેલ્લીવારની કૃતાર્થ કરવા કૃપા કરશોજી.

લી.

**આપની અપરાધી**
**બેવફા કુલટા,**
**દેવી.**

આ પ્રમાણે કાગળ લખી બીડી નોકર સાથે મનહરને ઘેર મોકલાવ્યા અને પોતે મનહરની વાટ આતુરતાથી જોવા લાગી !





## પ્રકરણ ૧૮ મું.

---

# સંસાર ત્યાગ અને આત્મ ત્યાગ.

**દોહરા.**

પ્રેમ પણછમન તીરને તાકે નેન નિશાન,
ચઢાવી મારે કામડી કઠણ પ્રેમનાં બાણ.

---

લોભના પંથે જતા યોગ્યા યોગ્યનું જ્ઞાન ભુલી જઇ ફજેતીને પાત્ર થવાય છે, માયાના પંથે પળતા ઇશ્વરનું ધ્યાન ભુલી જઈ અધમતાને પાત્ર થવાય છે, અને પ્રમના પંથે વિચરતા મનની પવિત્રતા અને હૃદયની કદર ભુલી જઈ ધિ:કકારને પાત્ર થવાય છે.

---

કમળ કેરા પ્રાગના શુભ રાગમાં મધુકર ધસે,
પિતે પુરાઈ કમળમાં નિજ હૃદયમાં નિત્યે હસે;
જાણે ન બળ ભાવિતણું પળ એકમાંહી શું થશે;
હસ્તી પદે ચંપાઇ પ્રભાતે પલકમાં જીવડો જશે.




વીના મણિમય વિલાસ ભુવનમાં અત્યારે ચોમરદમ શાન્તિ પથરાઈ રહેલી છે. આજતી રાતને વાસ્તે આખુ જગત શૂન્યકાર અને ઉદાસ બની ગયું છે. સર્વત્ર શાંતિ ઉદાસિનતા ગમગીની અને ગંભીર ચિંતા છવાઈ ગએલી જણાય છે. આજે દેવી ગંભીર ચિન્તાથી ઘેરાણી છે, ઘણાજ અંન્તરના ઉંડા વિચારમાં ડુબી ગએલી છે. આજે તેના ભુવનમાં દીવો ઝાંખો ઝાંખો નિસ્તેજ બળી રહ્યો છે. દેવી તદ્દન સાદા પોશાકમાં સજ થઈ એક કોચ પર આડી થઈને સુતેલી છે. આજે તેને મનહરની છેલ્લી મુલાકાત થવાની વકી છે તેથી કાંક આશામાં આવી ગંભીર અને ઉંડા તર્કો બાંધતી બાંધતી પડેલી છે. તેના શરીરપર આજે સફેદ વસ્ત્રો દેખાય છે. કેવળ સાધુ વૃતિ અંગીકાર કરવા સારૂ અગર મનહર મણીના ત્યાગને સંતોષવા સારૂ કાંતો મનહરે તેનો ત્યાગ કર્યો તેના શોક મય ચિન્હ તરીકે તેણે આજે એવાં ભગવા વસ્ત્રો પસંદ કર્યાં છે.

અત્યારે આખા બંગલામાં કોઈ જાગતું નથી. વખત રાતના દશ વાગતાનો છે. કૃષ્ણ પક્ષ ચાલે છે, એટલે સર્વત્ર તિમિરતા પ્રસરી રહેલી છે. ચોગરદમ શાંતિ શાંતિ છવાએલી જણાય છે, વખતે વખતે ચોકીદારોના ખુંખારા સંભળાય છે, રસ્તા પર પસાર થતી કોક કોક ગાડીઓનો ગડગડાટ સંભળાય છે.

આજે દેવીને કાંઈ પણ ચેન પડતું નથી; તેના નેન નિરંતર પળે પળે નિસાસા નાંખ્યા કરે છે; તેના મુખમાંથી હરઘડીએ મનહર ! મહનર ! મનહર ! મનહરે ! મનહરે ! મનહરે ! એ શબ્દો નીકળ્યા કરે છે.

તેનુ હૃદય વારંવાર ભરાઇ આવે છે. આવી ગમગીની ભરેલી સ્થિતીમાં દેવી ઉદાસ થઇને કાચપર પડેલી છે; તેના મુખમાંથી દયારામનું કાવ્ય ગાન નીકળ્યા કરે છે—

" ગરજ સવાદી ના થઇએ મારા વ્હાલા,
ગરજ સવાદી ના થઇએ;
શરણાંગત કર ગ્રહીએ મારા વ્હાલા
ગરજ સવાદી ના થઇએ.

તમ માટે લાજ તજી લોકોમાં ગવાણી, વ્હાલા તે વેરીડા કીધા,
તેનો બદલો રે શ્યામ સારોરે આપ્યો વણ વાંકે અબોલડાં લીધા૦
સગાંરે સબંધી મુને પેર પેર પીડે સબળ સંતાપે પરણ્યો મારો.
તે દુખડું હું ના ગણું જો હોયે નયન મેળાપો તમારો૦
જે તમ માટે મેં સહુ કોઇ મુક્યું, તેજ તમે મને મુકી,
તે અગ્નિ અધિકો મારે અંગે વ્હાલા વેલડી સુકી૦

હરે, હરે, મનહરે ! મનહરે ! હાથ ઝાલીને તરછોડી ! પ્રિતી દોરી બાંધીને તોડી અને અંતે દોર કાપી મને પત્થર પર પછાડી ! તમારા ચરણમાં મારૂં તન મન ધન સર્વાપણ કર્યું, સગા વ્હાલા મા બાપ સાસરીયા, પીયરીઆ અને જગત તમામનો ત્યાગ કર્યો ત્યારે અંતે મને તમે તરછોડી ! મારો ગર્ભાવસ્થાની સ્થિતિમાં ત્યાગ કર્યો !

રાત દીવસ તમારા પ્રેમમાંજ તલ્લીન રહી ત્યારે મને હરામ હમેલદાર બેવફા ! કુલટા ગણી ! પ્રભુ તને ગમ્યું તે ખરૂં ? હરે, હરે, મનહરે મનહરે ! તમારા આવા વજ્ર, વચન સાંભળવાનો વખત પ્રેમના પંથમાં પડીને આવશે તેની મને સ્વપ્ને પણ આશા ન્હોતી ! અંતે કઠોર હૃદય ના થઇ હૃદય બદલી આ અલૈતી અબળાના અંતરનો ત્યાગ કર્યો !

મધુર મધુર વચન વદી મને પ્રેમ જાળમાં ફસાવી, સ્નેહના કુવામાં ઉતારી અને પ્રિતીના ઉપવનમાં બોલાવી, લલચાવી, લોભાવી, ફુલાવી ફુલાવી અને છેવટે દગો કરી મને રઝળતી મુકી ન્યારા થઇ ગયા !! હાય હવે હું શું કરૂં ! આત્મ ત્યાગ કરીને તરતજ સુખી થઇ જાઉં; તમારા અપવાદમાંથી મોકળી થઈ જાઉં પણ તેમ કરતાં બે જીવની હત્યા થાય છે. લાચાર, લાચાર, મારાથી કાંઇ પણ થઇ શકતું નથી, જગત જગત અત્યારે તું મને દીઠું પણ ગમતું નથી. દુનિયા, દુનિયા દો રંગી દુનિયા અત્યારે મને તારા રંગ દુઃખ દાયક થઈ પડ્યા છે, અરેરે હવે તો.—

## ગજલ.

" નથી આનંદ નથી કાંઇ શોક નથી આ જગત નથી આ લોક,
ગયું સર્વે રહ્યું પણ એક, હૃદય રડતું હૃદય રડતું;
જમાનો આજ બદલાયો, પ્રિતિનો રંગ પલટાયો,
લાલચમાં જીવ લપટાયો હૃદય રડતું હૃદય રડતું;
હવે જગમાં નથી મારૂં, હતું તે તો થયું ન્યારૂં,
રહ્યું રીબાતુ બિચારૂં હૃદય રડતું હૃદય રડતું;
નથી આ ઉર કાંઇ ઠરતુ, નથી આ ઉર રે મરતુ,
જગત આગે સદા બળતુ હૃદય રડતું હૃદય રડતું. "

હા......હવે આ વિશ્વ વગડામાં દેવી નિરાધાર રખડતી રહી ! મનહર, મનહર, મનહરે. મનહરે. " આ પ્રમાણે મનહરનો જાપ જપતી કે,મળ બાળા કોચપર પડી વિચારમાં લીન થઈ ગઈ !!

મનહરલાલને દેવીનો પત્ર મળ્યો; વાંચ્યો, જગતપરથી તેની પ્રિતી

ઉડી ગઇ, ને છેલ્લીવાર મરતાં મરતાં દેવીના દર્શન સારૂ દેવીને ત્યાં આવવા નીકળ્યો ! ઘરને તેણે છેલ્લીવાર સલામ કરી લીધો, પોતાના વૈભવને ઠાઠમાઠને તથા સાહ્યબીને તેણે છેલ્લીવાર નિહાળી લીધો, અને મરવાનો નિશ્ચય કરી ભયંકર જીવલેણ વિષનું પડીકું બાંધી લઇ ખીસામાં મુક્યું અને દેવીના બંગલા તરફ આવવા નીકળ્યો. મનહર આટલી મોડી રાતે તદ્દન હલકા સાદા પોશાકમાં પગે ચાલતો નીકળ્યો. જેવો દેવીએ શોકમય સફેદ પોશાક પહેર્યો હતો તેવો મનહરે શોકમય કાળો પોશાક પહેર્યો હતો. રાતરે અગીયાર વાગતા મનહર પોતાના આવાસને પ્રણામ કરી મરવાનો સખત નિશ્ચય કરી ચાલી નીકળ્યો. સાડા અગીયાર વાગતા સુધીમાં તે દેવીના બંગલામાં પ્રવેશ કરી ચુક્યો. મનહર છાનો માનો ગુપ્તપણે કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય દેવીના આવાસ ભણી ગયો. દેવી કોચપર પડી હતી તે તેણે જોઇ. મનહર છાનોમાનો દેવી પાસે ગયો પણ પગના ધમકારાથી દેવી જે વિચારમાં ને વિચારમાં શૂન્ય થઇને પડી હતી તે એકદમ જાગૃત થઇ ગઇ; જાગૃત થતાની સાથે તેણે મનહરને જોયો. જોતાની સાથે એકદમ બેબાકળી બની આનંદના આવેશમાં ઉભી થઇ ગઇ અને મનહરને પ્રણામ કરી બોલવા લાગી.

"આહો આજે છેલ્લીવારની મારાપર કૃપા કરી ! દાસીની વિનતી સ્વીકારી માગ્યાં દર્શન આપ્યાં ! પ્રભુ હવે હું કૃતાર્થ થઇ હવે આપની નજરમાં આવે તે કહો, અને નજરમાં આવે તે કરો " કહી દેવી ઘુંટણીએ પડી મનહરને પ્રણામ કરી રહી !!

"દેવી દેવી આખરે મારાથી જુદાઇ રાખી ?

મારા પ્રભુ, મારા નાથ, જુદાઇ સ્વપ્ને પણ મેં રાખી નથી. જુ-

હાઇં છે શું તે હું સમજતીજ નથી, આપના સીવાય આ સંસારમાં મારૂં કોઇ છેજ નહીં.

દેવી દેવી અંતે મારી સાથે દગો કર્યો ?

મારા પ્રભુ, વચનના બાણ મારો નહીં ! જોઇએ તો બરછીથી હ્રદયને વીંધી નાંખો, ખંજરથી આ શરીરના ટુકડે ટુકડા કરી નાંખો તરવારથી આ શીર ધડ ઉપરથી જુદુ કરી નાંખો પણ **દગો** શબ્દ બોલી મારા કાનને છેલ્લી વખત અપવિત્ર ન કરો.

દેવી દેવી તને મેં મારી ગણી ત્યારે અંતે તું બીજાની થઇ ?

દેવી આ જગતમાં તમારીજ છે. તે જ્યાંસુધી તેના શરીરમાં શ્વાસ રહેશે ત્યાંસુધી કદી પણ બીજાની થશે નહીં તે નિશ્ચય સમજજો. જ્યારે તેને બીજાની થવાનો વખત આવશે ત્યારે જગતમાં દેવી જીવતી રહેશે નહીં.

હા......કપટાચારી કામની મારાથી તેં કપટ કર્યું !

પ્રભુ આ શું બોલોછો ? અરેરે મારા મનહર બદલાઇ ગયા ?

દુષ્ટ દારા મનહર તો એનો એજ છે, પણ દેવી બદલાણી !

મારા નાથ આ શું કહોછો ?

બેવફા કુલટા !

અરરરર મને કુલટા ગણી ! બેવફા ગણી ! પ્રાણ, પ્રાણ પાપી પ્રાણ તું પીંડમાંથી કેમ ઉડી જતો નથી ! ધરા, ધરા, ધરા, મારો સીતાની માફક કેમ સમાસ કરતી નથી ? કાળ, કાળ મારૂં ભક્ષણ કેમ કરી જતો નથી ?

દેવી આખરે મને તારી પ્રેમ જાળમાં ફસાવ્યો અને તેં તારી

પ્રતિજ્ઞાનો ભંગ કર્યો ? ક્ષમા કરો પ્રભુ ક્ષમા કરો મારા પ્રતિજ્ઞાતો સદા અક્ષય અચળ અને વિજયવંતી છે.

દેવી, દેવી અંતે હરામના હમેલ !

નાથ, નાથ આ શું બોલોછો ? પ્રભુનો ડર રાખો.

હરામી હમેલદાર ઓરત ! મારી સાથે દગો ?

ઓ પ્રભુ ! પ્રભુ મને નિર્દોષ કરો ! હે ધરતીમાતા મારી નિર્દોષતાની પવિત્રતાની મારા મનહરને ખાત્રી આપ ! જો હું બેવફા કુલટા હઉં તો મને પ્રજાળી નાંખ !

દેવી સાચું બોલ ? તેં મારાથી જુદાઈ ગણી કે નહીં ?

નાના પ્રભુ સ્વપ્ને પણ નહીં.

દેવી સત્ય કહે આ હમેલ કોના ?

નાથ તમારા !

કુલટા પાપ છુપાવ નહીં.

નાથ હું સાચુંજ કહુંછું.

અભાગણી નારી પ્રપંચ ચલાવ નહીં.

હું સત્યજ કહુંછું.

કુલટા પીશાચણી સાચુ બોલ ? તેં મારાથી કપટ કર્યું કે નહીં ?

પ્રભુ હું નિર્દોષછું.

દેવી સત્ય કહે. હું તારા તમામ અપરાધ ક્ષમા કરૂંછું.

પ્રભુ હું પવિત્રછું.

દેવી સાચું બોલ, આનું પરિણામ સારૂં નહીં આવે !

નાથ હું સ્વપ્ને પણ સત્ય ચુકી નથી.

દેવી અંતે પ્રાણુની હાની થશે ?

પ્રભુ હું કાંઈ જાણુતી નથી.

ગજબ થશે.

નિર્દોષ છું.

જગતમાં કાળો કેર વર્તાશે.

હું પવિત્રછુ.

દેવી પાપને છુપાવ નહીં, અસત્યને ઢાંક નહીં. તારૂં છુપાવેલું પાપ છુપાશે નહીં. જગતની જાણમાં તારૂં પાપ આવ્યું છે, માટે સાચુ બોલી દે ! મારા આત્માને એકવાર સત્ય બોલી સંતાપ આપ. તેં મારાથી જુદાઈ ગણી હોય તો તેમાં તારો તલમાત્ર પણ વાંક નથી; વાંક ભાવિનો છે, કદાચ જબરદસ્તીથી જુદાઈ ગણાઈ ગઈ હોય તો મને સાચુ કહી દે.

પ્રભુ હું સત્યજ કહુંછું કે હું પવિત્રછું. સ્વપ્ને પણ મેં આપનાથી જુદાઇ, દગો, કપટ, ઉંચુ મન રાખ્યું નથી. અત્યારની ઘડી સુધી મેં મારી પ્રતિજ્ઞા અખંડ જાળવી રાખી છે. નાથ આપ મારા ઉપર કોઇપણ વાતે વ્હેમે ભરાશો નહીં. ચંદ્ર દર્શનની રજની યાદ કરો ? ચંદ્રરાજની સાક્ષી સંભાળી લ્યો. આપનો કહેલો દુહો આપ યાદ લાવો.

"દધિ:સુત ઝુર્યો દંત વિણુ કર વિણુ ઝુર્યા
હાર, નુપુર ઝુર્યાં નેત્રવિણુ પ્રેમી કરો વિચાર !"

કુલટા હું જાણુંછું કે તું કાળા કર્મની કરનારીછું.

અરેરે મારા નાથ ! હું તમારા પ્રેમમાં રાગી થઈ ! તમારે સારૂ મેં દુનિયાની દરકાર, માબાપની આબરૂ અને નારીની પ્રતિષ્ઠા એ સ-

વેનો ત્યાગ કર્યો; તમે જેમ જેમ કહ્યું તે પ્રમાણે મેં ઉમંગથી મનવચન અને કર્મથી કર્યું ત્યારે અંતે મારે આવા વચન સાંભળવાનો વખત આવ્યો ! ! હરિ ! હરિ ! હરિ હવે હું તારે શરણે ! મારા નાથ આ વચન આપ બોલતા નથી પણ મારો ભવિકાળ બોલે છે. આપતો દયાળુ પ્રેમી અને પવિત્ર છો; પણ **કળજુગે જેમ નળરજાનું** હ્રદય બગાડયું હતું તેમ મારા **કર્મ કળજુગે** આપનું હ્રદય બદલી નાંખ્યું છે.

બેવફા કુલટા તારા ચરીત્ર હું સારી રીતે જાણું છું.

પ્રભુ પ્રભુ હું નિર્દોષ છું. પ્રેમ, પ્રેમ, પ્રેમ તું આવો ક્રુર હરામી અપવિત્ર અને ઘાતકી છું તેની મને આજે ખબર પડી છે. તું પ્રેમીઓને પળે પ્રળે લડાવી મારે છે, પળે પળે હ્રદય બદલીને કલેશ કરાવે છે, પળે પળે અશ્રદ્ધા અને અપવિત્રના મુકી તેમને પ્રેમ કલહમાં પ્રજાળી મુકે છે. **શ**કુન્તલા **શ**કુન્તલા **શ**કુન્તા સાધવી **શ**કુન્તલા તારા જેવી મારી દશા પણ આજે થઈ, તને જેમ દુષ્યંત રાજાએ પ્રેમ પંથમાં પાડીને ડુભાવી હતી અને તારો ત્યાગ કર્યો હતો, તેમ મને પણ મારા પ્રેમીએ પ્રેમ પંથમાં દોરી ફસાવી મારી મારો ત્યાગ કર્યો ! **સિતા સિતા સાધવી સિતા** તને સ્વર્ગના દેવતાઓએ અને અગ્નિ દેવે પવિત્ર કરી તોપણ **રામચંદ્રે** તારો ત્યાગ કર્યો, તેમ માર પ્રેમીએ મને પણ મને તરછોડી ! આહા મારો ભાવી કાળ મારી કેડે પડયો છે તેમાં મારા મનહર શું શું કરે ? વાંક મારા નસીબનો છે !

બોલ બોલ દેવી સાચુ બોલ !

પ્રભુ હું નિર્દોષ છું.

સાચું બોલ નહીં તો મારો પ્રાણ આપીશ.

પ્રભુ હું પવિત્ર છું.

દેવી જ્યોત જોતામાં ગજબ થઇ જશે. રેળ વળી જશે, કાળો કેર થશે અને તારો માનેલો મનહર તારા કદમમાંજ પ્રાણ ત્યાગ કરી પરલોક પહોંચી જશે, માટે સાચુ કહી મારા ક્રોધને શાંત કર !
પ્રભુ હું સ્વપ્ને પણ પ્રતિજ્ઞા ચુકી નથી !

ત્યારે તું મારા રક્તનીજ તરસી છું કેમ ? તું મારો ભોગ લેવા ઇચ્છે છે કેમ ?

નાથ અઘટીત બોલો તેના કરતા મને મારી નાંખી આપનો ક્રોધ ઉતારી નાંખો.

કુલટા કુલટા તું મારો પ્રાણ લેવાજ ઇચ્છેછે, ચાલ મારો પ્રાણ લઇ ખુશી થા.

અરેરે નાથ ! અરેરે મારા પ્રભુ, મારા પર દયા કરો ! કૃપા કરો હું સ્વપ્ને પણ સત્ય ચુકી નથી. કોઇ કાળે પણ મેં આપનાથી જુદાઇ રાખી નથી, મારા પર દયા કરો, દયા કરો.

બોલ, બોલ સાચુ બોલ ! મારાથી દગો ?

ના, મારા નાથ, સ્વપ્ને પણ નહીં.

બોલ !

હું પવિત્ર છું.

પ્રેમ, પ્રેમ, પ્રેમ તું પ્રેમીઓનો કાળ છે, પ્રેમીઓનો પાકો રિપુ છે. તારો પંથજ અગમ અને વિપતિઓથી ભરેલો છે. તારા ઉપાસકોને પળે પળે તું પીડયા કરે છે.

## ગજલ.

ન દીઠા સાર સંસારે, સકળ શર સ્નેહના સારે;
રમે જે ઝાઝુ તે હારે, નષ્ટ ધિટકાર છે પ્રિતી.

પ્રથમ રસમાં પુરા બોળે, પછી રંડા તું રગદોળે;
ચડે ચકડોળ જીવ ઝોલે નફ્ટ ફિટકાર છે પ્રિતી.
ભરૂસો તાહ્યરો કાચો, નથી સંગાથ તુજ સાચો,
રૂવે તુજ રંગમાં રાચ્યો, નફ્ટ ફિટકાર છે પ્રિતી.
પિતળ રૂપે થઇ પ્રિતિ, વિચારૂ વાત હું વિતી,
કહું કોને યથા ઇતિ નફ્ટ ફીટકાર છે પ્રિતી.

પ્રેમ પ્રેમ મારો ભોગ લઇ ખુશી થા. જગતમાં પ્રેમના પંથે કોઇ ચડશો નહીં.—

રટણ ના છોડ ડગી મન પ્રેમિના મદ મસ્ત છે,
મન હામ શુધ ખગતા રહિત ઘટના સદાય ગૃહસ્થ છે.
નહીં તાણ માન જરાય પંથ સમસ્ત પેખે પાધરા,
અંત્રારાય નહીં જળ સ્થાળ તણો દુશ્મન થકી ન ડરે જરા."

પ્રેમ પ્રેમ તને મારા પ્રણામ છે ! સ્નેહ સ્નેહ તને મારી છેલ્લી સલામ છે" કહી મનહરલાલે ખીસ્સામાંથી વિષનું પડીકું કાઢ્યું અને મોંમાં નાંખી દીધું, નાંખતાની સાથે બોલવા લાગ્યો.

"પ્રિત મરણ છે કારમુ, અલ્પ ઉધાર ન થાય,
પતંગ દીપકમાં પડી પળમાં પ્રજળી જાય."

કહીને મનહર ધડીમ લઇને ધરણીપર ચતોપાટ પડયો !

"અરરર નાથ, નાથ, મનહર, મનહર, મનહરે ! મનહરે ! મનહરે ! અંતે આવું કર્યું ? દાસીને સદાને વાસ્તે છોડી દીધી, તેને જીવતી પ્રજાળી !

પ્રેમ પ્રેમ ગોઝારા પ્રેમ તને પારાવાર ફીટકાર છે ! જગતમાં કોઈ પ્રિતિ કરશો નહીં !

> પ્રિતી સમ પાવક નહીં વિચારી કરજો પ્રિત,
>
> પ્રિત કરો જો કો થકી, નભાવજો તે નિત. ”

પ્રાણ પ્રાણ તું પણ મારા પ્રભુની પાછળ જા ! ” કહી દેવી મૂર્છાવશ થઈ ગઈ ! ! “ **संयोगान्ते वियोग.** ”

